# દુઃખહરણ




લાભકારક આ ચોપડી, વાંચે લાભ અધિક.
પાળે પુન્યનો પાર નહિ. ભાગે જમની બીક.

સાત ત્યાગો ત્યાગો વળી, સરવે નિજ વ્યસન;
જીવદયાને રાખીને, નિર્મળ કરજો મન.

બીજા પુન્ય ઘણા કરો. જીવદયાથી હેઠ,
સંસારના સુખ ભોગવી, જાશો વૈકુંઠ ઠેઠ.


રચનાર અને પ્રસિદ્ધ કરનાર

**અમીચંદ મોતીચંદ ઝવેરી.**

અંબાજીના છંદ તથા ચંડીપાઠના કર્તા
આમલીરાન, વાડી—સુરત.



આવૃત્તિ ૨ જી.] [પ્રત ૪૦૦૦

કીમત અઢી આના.

# દુઃખહરણ







લાભકારક આ ચોપડી, વાંચે લાભ અધિક.
પાળે પુન્યનો પાર નહિ, ટળે જગની પીડ.

∼∼∼∼∼∼

માંસ ત્યાગો ત્યાગો વળી, સઘળે નિજ વ્યસન;
જીવદયાને રાખીને, નિર્મળ કરજે મન.

∼∼∼∼∼∼

બીજા પુન્ય ઘણા કરો, જીવદયાથી છેક,
સંસારના સુખ ભોગવી, જશો વૈકુંઠ છેક

∼∼∼∼∼∼


રચનાર અને પ્રસિદ્ધ કરનાર

**અમીચંદ મોતીચંદ ઝવેરી.**

∼∼∼∼∼∼

અંબાજીના છંદ તથા ચંડીપાઠના કર્તા
આમલીરાન, વાડી—સુરત.


**કીમત અઢી આના.**

## —: લો-લો-અને-મૂકો :—

લે, લો, લે, આ ચોપડી, મૂકો મૂકો વ્યસન,
પશુ પોકારને સાંભળી; જુઓ બચ્ચાંનું રૂદન,
અહાના વાંચજો ગરબા, મજુરનું ભાંગે દુઃખ.
પશુ પોકારને સાંભળી, કરો બચ્ચાંને સુખ.
ખરીદ કરો ખુશી થકી નિર્મળ થાશે મન,
ધર્માદા પઇસા જશે, જીવત દાનનું પુણ્ય;

## દોહરો.

હશી વસાવો ચોપડી, ગાયન છે રસાળ,
છંદ ભજન ને ગરબા, નથી અજાણ્યા ઢાળ,
સાર મૂક્યો મેં સેજમાં, ચતુર સમજી જાય,
બગ શોધે છે માછલાં, હંસ તો મોતી ખાય,
બોતેર વરસ મને થયાં, સેવું શક્તિ દ્વાર,
આતમ શક્તિ સર્વમાં, પ્રાણીનો આધાર,
જે પ્રાણીને મારીએ, શક્તિ પર ઘા થાય,
મરાવનાર સુખી નહી, ગેબી ગોદા ખાય,
શીખામણ સારી હઉં, કોઈ ના કરશો રેશ,
એક વતનના બંધુઓ, જાણી કહું છું હોપ,
બાધા ના લેવી કોઇ જીવની, જે થવાનું તે થાય;
કોઇ જીવ મરાવીયે, તો લાગે શીર હત્યાય,—
રોગ માતા લેતી નથી, સઉની કરે પ્રતીપાળ,
અમીચંદ કહે સઉને; ખોટા તમારા ચાલ,



## પહેલી આવૃતીની પ્રસ્તાવના.

ઓ મહારા દેશી બંધુઓ! આપણે બધા જગતના જીવો પ્રાણી માત્ર એક દેશના અને એક વતની છીએ; આપણા બધાના માલિક એક અખંડ અવિનાશી પરિબ્રહ્મ પરમાત્મા છે તેની કુદરતથી આપણે સર્વે જીવો આ પરદેશમાં આવેલા છીએ; તેમાં આદ્ય શક્તિ ઇશ્વરીની માયામાં મોહિત થઇ ભ્રાંતિમાં સર્વે જીવો ભૂલ્યા છીએ તેમાં કોઇ કોઇ જીવોએ પુન્યશાળી, બુદ્ધિબળથી જ્ઞાન મેળવ્યું હોય તો તેના બોધને અનુસરીને ચાલવું એ આપણો ધર્મ છે.

તેમાં હિંદુ અને મુસલમાન બે ભાઇઓ કહેવાય છે. તેમાં મુસલમાન લોકોનો સ્વભાવ તામસી હોય છે. તેમજ તે લોકોનો ખોરાક ગમે તેવો હોય તેનો આપણે કાંઇ વિચાર કરવાનું પ્રયોજન નથી. કારણ કે તેનો દેશ પણ જુદો હતો. અને આપણે હિંદુ લોકો ફક્ત હિંદુસ્તાનના રહિશ અને દુધ, ઘી, અન્ન, ફળ આપણા શાસ્ત્ર પ્રમાણે ખોરાક ખાવા કહ્યું છે, ને બીજી જીવહિંસા કરી પરમાંસ કોઇ વ્યસન કરવું એ આપણો ધર્મ નથી. જે માણસ હિંદુ થઇ કોઇ જીવને તેના કુટુંબથી જુદા પાડી તેને મારી અગર મરાવી તેને ખોરાકમાં વાપરે તો તે આખર નરકે જાય છે. તેમજ જીવ કોઇ દિવસ મરતો નથી પણ

તમે જે જીવનો માંસ કાઢી લો છો એટલે હાડકાં છુટાં પડે કે જીવ પાછો પોતાને દેહ ઉપર બનાવી ગયા છીએ ત્યાં જીવ આપણાં પરમેશ્વરને ફરીયાદ કરે છે. તેના હુકમથી પાછો તેનું વેર લેવા સારૂ અવતાર ધરી ભવોભવ દુઃખ દેશે અને ઈશ્વરના કોપથી અન્ન, વસ્ત્ર, બાયડી છોકરાં અને માતપિતાના વિયોગી થવાશે તે વખતે જે ઘણી પરમાંસ ખાઈ દારૂ પીએ છે તે દારૂમાં પણ બનાવતાં ઘણા જીવોની હાની થાય છે વળી જગતમાં તેની ઘણી હાંસી તથા ફજેતી થાય છે. તે જોઇ હમને ઘણી દયા આવે છે. વ્યસની માણસ કહેશે કે તેમાં તમારે શું ? પણ ભાઈઓ તમે હમારા સ્વદેશી બંધુ ભાઇ થાઓ છો. તમારા ને હમારા માલિક એક છે. હમો જાણીએ છીએ કે કોઇ જીવને દુઃખ દઇએ અગર આપણા સ્વાર્થ સારૂ કોઈ પાસે દુઃખ દેવાડીએ તો આપણે પાછા અવતાર લઇશું ત્યારે આપણને તેઓ પરભવમાં દુઃખ દેશે. દાખલા તરીકે આવા શ્રી રામચંદ્રજીએ વાળી વાનરને માર્યો હતો તો તે બીજે ભવ કૃષ્ણાવતારમાં વાળીએ પારધી થઇ કૃષ્ણને માર્યા ને વેર લીધું આવા ભગવાન સરખાને ભોગવવું પડ્યું તો આપણે કેમ બચી શકીશું ? માટે હમારે કહેવું જોઇએ; ન કહીએ તો આપણા પરમેશ્વર ગુસ્સે થાય તેથી આ ભજન માંસાહારી તથા દારૂના વ્યસનીઓને સંભળાવી સુધારવા કોશીશ કરી

છે તે સાંભળીને જે સુધરશે તે પ્રાણી સદા સુખી રહેશે. તેમ વળી ઉપર લખેલી શીખામણ તમારાજ જ્ઞાતીલાઓ જાત ભાઇઓ તમારી નાતોના લાગણીવાળા તથા મહાજન તરફથી બોધ આપવાનું કહેવાથી આ કામ કર્યું છે સુખી થાઓ અને આશીર્વાદ દેજો.

અમીચંદ મોતીચંદ ઝવેરી



## બીજી આવૃત્તીની પ્રસ્તાવના

આપણી વૈશ્ય જાતિ કર્મ સંજોગે વ્યસન કરી પર માંસ ખાતા થવાથી બીજા વૈશ્ય જે ભણેલા હીંદુ શાસ્ત્ર પ્રમાણે પાપ પુણ્યના જાણવા વાળા લોકોએ જે અભક્ષ ભોજન કરનારાઓને નીચ કરી જુદા કાઢેલા તેને ઘણા દહાડા થયા પણ કંઈક હરામની સપુત પ્રજા પેદા થવાથી ઉંચની સંગતી કરવાથી આ ીગણી ધર્મશાસ્ત્રને સમજવા લાગ્યા અને ધંધે વળગી વેપારી થયા ને સારા માણસો સાથે બેસવા ઉઠવાનો વહીવટ શરૂ કર્યો પણ જે પોતાનો ખોરાક અભક્ષ્ય ભોજનનો રીવાજ તથા વ્યસન પાણી કરવાનો રીવાજ પકડી રહ્યા છે, તેને સમજાવવા આ દુઃખહરણ નામની ચોપડીઓ બહાર પાડવામાં આવી છે, તે લોકો વાંચી ઘણા સુધરવા મંડયા છે ને વહેમ થકી માતાની બાધા લઈ આહંશા કરતા તે બંધ થયા છે અને ચાપ

પણ છે. કેટલાકો ગોત્રજમાં જે વહેમ થકી જીવહિંસા કરી માતાને ચઢાવતા હતા તે પણ બંધ કરી પુન્યનો લાભ લેતા થયા છે. પણ હજી ઘણી ચોપડીઓ ગોલા, ઘાંચી, ખત્રી, ભોઇ, કંસારા, લુહાર, દરજી, વીગેરે નાતમાં વહેંચાવી જોઇએ ને એ ચોપડીઓ જે વાંચી સુધારો કરશે તો તે માણસ પાછા નીચમાંથી ઉંચ ગણાતા થશે, ને તેને ઉંચ કરવાને સારૂ અને ઘણા જીવોને બચાવવા જે જે પુન્યશાળી દયાળુ ગૃહસ્થો આ ચોપડી ખરીદ કરી લઇ પોતે પોતાના નામથી બક્ષીસ કરી વહેંચાવશે અગર પોતે વહેંચસે તે મોટા પુન્યનો લાભ લેશે વળી જે નાતોમાં અભક્ષ્ય ભોજન થાય છે તેને સુધારવાને નીચના ઉંચ નામ ધરાવવા પોતાની નાતને સુધારવા પોતે જાતે ખરીદ કરી સુધારવાની કોશીશો કરે છે ને આ ચોપડીઓ ખરીદ કરી અમારી પાસે વહેંચાવે છે તેમાં કોઇ નાતમાં શેઠીઆઓ મોટા વેપારીઓ છતાં આવા કામમાં મદદ લેવા ગયા હોઇએ તો પોતે ગાદી તકીએ બેસી રહે ને પઇસાના અહંકારમાં જેમ પાપ પુન્યમાં સમજતા ન હોય તે પ્રમાણે હાલ ફુરસદ નથી એમ કરીને ભાવતા ભોજન મુકવા ન ગમતા હોય તેમ પણ કરે છે, પરંતુ તેવી બાબદ પર કોઇએ વિચાર લેવો નહી. પાપને પુન્યમાં કોઇનો બાપ નથી. કરશે તે પામશે, આ ચોપડી ખરીદ કરી

પહેલી આવૃત્તી પ્રસંગેજ લોકોમાં મુફત વહેંચવાનું કાર્ય પોતાના સખી દીલથી ઉપાડી લેનારા ગૃહસ્થોનાં મુબારક નામોની ટીપ આ હેઠળ શરૂઆતમાં આપ્યા પછી વધુ ગૃહસ્થોની માંગણીને પહોંચી વળવા બીજી આવૃત્તી પ્રેસમાં છાપવા આપતાં છપાવાનું કાર્ય અડધુ પણ ન થયું એટલામાં તો સખીવજુદ હાતીમ દીલનાઓ તરફથી વહેંચવાનું ઉપાડી લઇ પોતાનાં નામ નોંધાવામાં કે જે મદદ કરનારા માનવંતા ગૃહસ્થોનાં મુબારક નામની ટીપ પણ પહેલી આવૃત્તી પ્રસંગે મદદ કરનારાઓનાં નામની સાથે સાથેજ આપી દિધી છે; ઉપરાંત આ બીજી આવૃત્તીની તમામ નકલ ઉપાડી લેવાવા ઉપરાંત વધુ ગૃહસ્થોનાં નામ પણ [illegible] ઉપાડી લાવેલા ચોપડીઓ દાખલ કર્યા છે કે જેના[illegible] માંગણીને પહોંચી વળવા ત્રીજી આવૃત્તી ટુંકમાં બહાર પાડી દેવામાં આવશે કે જે પ્રસંગે ત્રીજી આવૃત્તીની માંગણી કરી નામ નોંધાવી ચુકેલા બાકી ગૃહસ્થોના મુબારક નામોની ટીપ આપવામાં આવશે.

આવી રીતે આ દુઃખહરણ ચોપડીને ઉપાડી લઈ અભક્ષ્ય ભોજનના ત્યાગ સંબંધી લોકોને ઉત્તેજીત કરવા પોતાના સ્ફઆઇનાં નાણાંનો વ્યય કરનારા માનવંત સખી દીલના ઉદાર ગૃહસ્થોના ઉપકાર માનતાં સર્વ [illegible] જાહેર કરવાની રજા લઉંશ કે શહેરમાંના વણીક પ્રજાએ [illegible] મહાજનના શેઠીઆ તથા મહાજન શેઠ એ સઉના કહેવાથી આ દુઃખહરણ નામની ચોપડી બનાવી છે.

## અગાઉથી ગ્રાહક થએલાઓ.

૨૫૧ મહાજન શેઠ પરીખ ભગુભાઇ દુલ્લભદાસ
૫૦૦ તારકસ ત્રીભોવનદાસ ગોવનદાસ બાલાજીરોડ.
૫૦૦ જમનાદાસ જેકીશનદાસ પાલાલાણીઆ મુંબઈવાલા
૩૦૦ મગનલાલ જેકીશનદાસ માસ્તર મુંબઈવાલા
૩૦૦ ખાંડવાલા વીઠલભાઇ ઘેલાભાઈ
૨૫૦ ઝવેરી શોભાગદાસ નગીનચંદ
૨૫૧ શા૦ કહાનદાસ બ્રીજભુકનદાસ રેશમદલાલ
૨૦૦ ઝવેરી શા૦ નગીનચંદ કપુરચંદ
૨૦૦ ખાંડવાલા છબીલદાસ ભગુભાઈ
૨૦૦ પા૦ છબીલદાસ લલ્લુભાઈ જરીવાળા
૧૫૧ છગનલાલ રામદાસ
૧૦૦ ખાંડવાળા શેઠ બાબુજીદાસ શીવલાલ
[illegible]
[illegible]
[illegible]
૧૦૦ શા૦ વરજદાસ લાલાભાઈ ખાંડવાળા
૧૦૦ પારેખ વીજભુખણદાસ પરસોતમદાસ
૧૦૦ પારેખ કુબેરદાસ વીજભુખણદાસ
૧૦૦ પા૦ કેવળદાસ નાલશા.
૧૦૦ શા૦ મોતીલાલ રંગીલદાસ
૧૦૦ શા૦ જીવણચંદ સાકેરચંદ ઝવેરી

૧૦૦ ચોકસી નબીનદાસ વરજદાસ
૧૦૦ શા૦ નગીનદાસ ઘેલાભાઈ ઝવેરી
૧૦૦ શેઠ હુરજીવનદાસ જેઠાભા સીતવાળા
૧૦૦ શેઠ છોટુભાઇ છબીલદાસ સીતવાળા
૧૦૦ પા૦ પ્રાણજીવનદાસ સીવલલ જરીવાળા
૧૦૦ ઝવેરી હીરાચંદ તલકચંદ
૧૦૦ પટેલ ફકીરચંદ કેશવજી
૧૦૦ ખત્રી કેશવરામ રામશા
૧૦૦ ખત્રી મુગટરામ દયારામ
૧૦૦ ખત્રી હુરખચંદ તાપીદાસ
૧૦૦ ખત્રી ઇચ્છારામ દુર્લભરામ
૧૦૦ ખત્રી દયારામ મુલચંદ
૧૦૦ ખત્રી ગોપાળદાસ ત્રીકમદાસ ચેવલી
૧૦૧ ખત્રી કહાનદાસ ત્રીકમદાસ ચેવલી
૭૫ પરમાનંદદાસ મલુકચંદ રાંદેરપુરવાળા
૧૪ ચોકસી લલ્લુભાઈ ગોરધનદાસ
૫૦ શા૦ નગીનચંદ કલ્યાણચંદ મોટે રસ્તે
૫૦ શા૦ મોરારભાઈ મોતીચંદ
૫૦ શા૦ છોટુભાઈ ઇચ્છુભાઇ ઝવેરી
૫૦ શા૦ હેમચંદભાઇ અમીચંદ ઝવેરી
૫૧ સુંદરલાલ ગીરધરલાલ ખાંડવાળા
૫૧ મગનભાઇ મોતીરામ કાપડીઆ

૫૦ નગીનદાસ ગોરધનદાસ ટીકીવાળા
૫૧ મુળચંદ ફકીરચંદ રંગરેજ
૫૦ પા૦ રતીલાલ સીવલાલ જરીવાળા
૫૦ પા૦ નરોતમદાસ માવજીભાઈ
૫૦ ઝવેરી શા૦ તારાચંદ હેમચંદ
૫૦ જાની અંબાલાલ વિષ્ણુરામ અંબાજીવાળા
૫૦ ખત્રી દયારામ હરકીશનદાસ ચેવલી
૫૦ ખત્રી માણેકલાલ ગોપાળદાસ ચેવલી
૫૧ ખત્રી નારણદાસ મથુરાદાસ
૫૦ ખત્રી રામચંદ વનમાળી કડીવાળા
૫૦ પત્રી પચીગર જેકીશનદાસ રણછોડદાસ
૫૧ ખત્રી મોતીરામ નરસઈ ચોરાવાળા
૫૧ ખત્રી માંડાભાઈ વીઠલદાસ કડીવાળા
૫૧ ખત્રી નગીનદાસ રાજારામ
૫૧ ખત્રી મોતીરામ રણછોડદાસ
૫૧ ખત્રી હીંમતરામ માણેકચંદ

દોહરો

નીચ સુધારવા કારણે, ચોપડી કાડી બહાર.
દુઃખહરણ નામ આપીને વહેંચવા ભારે બજાર
પુન્યશાળી જે શેઠીઆ, જીવદયા પ્રતીપાળ
ખરીદ કરી વહેંચે બધે, સુધારવા નીચ બાળ.
ધન્ય છે ઉંચી વરણને, જાણી વૈસ્યની જાત
સમજી સુધરી બેસસે, તે થાશે ઉંચી ન્યાત.
શાબાશ ! ખત્રી વરણને સુધારવાને કાજ.
પ્રયત્ન કરે અતિ ઘણું—મેં નજરે જોયું આજ.
ચોપડી લેઇ દુઃખહરણની વાંચી લીધો સાર.
ઝટ ખરીદી પ્રેમથી [illegible] ઉપકાર
માનપાન આપી [illegible] પાસ.
[illegible] ગુર [illegible] પડે ભાસ
ખત્રીના જે શેઠીઆ [illegible] થાય.
ઉદાર મને ખરીદ કરી, તેનાં નામ નીચે લખાય.
કોઇ ઘર સારાં રહ્યાં હશે, [illegible] આ વાત
સર્વે આપણા બંધુઓ, અસલ વઇસ્યની જાત.
વ્યસનમાં વટલી ગયા; થયા ધર્મથી ભ્રષ્ટ.
બાંધ્યું વ્યશન છોડતાં, પહેલું પડશે કષ્ટ.

# અનુક્રમણિકા

# દુઃખહરણ.

## પશુ જીવોના પોકારનો છંદ. ૧ લો.

( પ્રથમ નમું ગણપતીના છંદની રાહ )

એક પશુને વાચા થઈ તે સાંભળે સઉ પ્રાણી;
રૂદન કરી બોલે મુખ વાણી,
જગત જનુની માતા સર્વનાં અમે તમારાં બાળ;
નથી કેમ લેતા તમે સંભાળ,
એક દેશનાં સર્વે જીવો નથી કોઈને ખ્યાલ;
અમે અજ્ઞાની મૂગાં બાળ,
પંચ ઈંદ્રિ આપી માણુસ બનાવ્યા તેમાં છે અજ્ઞાની;
રૂદન કરી બોલે મુખ વાણી, ચોક ૧ લો
કરવા મતલબ કામ પોતાનું તમને કરે બદનામ;
આપીશ ભોગ જઈ માતાને ધામ
અમે પશુ જીવ મુંગા પ્રાણી ઠરી બેઠતાં ઠામ;
માતા ધવરાવી આપે આરામ,
એક માણુસ આવી ખાવતાં વછોડી મારી માને ગયોતાણી,
રૂદન કરી બોલે મૂખ વાણી; ચોક ૨ જો
બેંબેં કરી હું પોકાર કરૂં મારૂં નથી કોઈ વાલી,
ચાપી પેલો લઈને જાય ચાલી,

આવી વખત કોઇ આવી છોડાવે પુરો ભાગ્યશાળી;
દયાથી સ્વર્ગે જાય ચાલી,
દયા લાવી કોઇ માંસ ન ખાશો દેશી બંધુ જાણી.
રૂદન કરી બોલે મુખ વાણી; ચોક ૩ જો—
માંશહારી જો માંસ ન ખાય તો જીવનો બચાવો થાય;
દયા લાવી પશુની કરજો સહાય,
અમે મરીએ ને તમે મોજ કરો માજીથી કેમ ખમાય;
આખર ખાનારા નર્કે જાય,
હાયહાય વખુટા પડાવ્યા પાપીને દયા શાની,
રૂદન કરે બોલે મુખ વાણી ચોક ૪ થો—
પંચ ઇંદ્રીના માણુસ બન્યા તો મનમાં દયા લાવો,
હિંદુ થઇ પરમાંસ ન ખાવો,
પર માંસ છોડી દહીં દુધ ખાવો જીવનો થાય બચાવો,
થશે બુદ્ધીનો ફેલાવો,
અમીચંદ કહે પશુ પોકારે આંખમાં આવે પાણી;
રૂદન કરી બોલે મુખ વાણી ચોક ૫ મો.



## બચ્ચાંનું રૂદન.



 બુડતો તારોરે બેડો ભાઇ બુડતો તારોરે. એ રાગ

છંદ ૨

આવી મૂકાવોરે મારી માને આવી મૂકાવોરે,
ગળે દોરડું બાંધીને ખેંચે પાપીને શેની દયા, બેઠેં કુરી
જુવે બકરી બચ્ચાંને મનમાં કરે હાયહાય, મારી માને૦
સુરતમાં જૈન મહાજનમાં કો કારભારી સૌભાગ્યદાસ,
પઈસા ખરચીને મન મનાવે મોકલે બચાં પાસ—મારી માને૦
બકરી બચાંનું રૂદન જોઇને મનમાંથી દે છે સરાપ,
અમને પાપીએ વીજોગ પડાવ્યા ખાણું થાજો એનું ખરાબ મારી૦
અમે ગરીબડાં માછલા બકરાં પાપી કરે તેનો આહાર
મનુષ્યજાતી જીવ દયાળુ હીંદુ ધરમ વીચાર, મારી માને૦
જે જીવ મારી પરમાંસ ખાય તે શાસ્ત્રનો હશે અજાણ,
સમજુ હશે તો સમજી લેશે હું મરતાં બતાવું જ્ઞાન, મારી૦
બગર વેર રામે વાળીને માર્યો, તેતો હતા ભગવાન,
બીજે જનમ વાળી પારધી થઇને કૃષ્ણનાં લીધાં પ્રાણ મારી૦
કૃષ્ણ સરખાંને ભોગવવું પડયું તો હું કાં છુટે હેવાન;
દુઃખ આવે ત્યારે બેસીને રોશે સાચું અમારૂં માન મારી૦
હું દુઃખી થઇ બીજાને કરે તેનો તો કર વિચાર,

આશે તે સઘળા પસ્તાશે થશે પાપમાં ભાગીદાર મારી માને૦
પશુ બોલે એમ લાગે નહીતો, તે પર કહું દષ્ટાંત,
નળરાજા જોડે હંસ બોલ્યો તો સાંભળ નળ આખ્યાન મારી૦
પકડનારાને દયા આવી તે કરવા લાગ્યો વિચાર
અરે પાપી જીવ આ શું કરે તું મરી જવું જમદ્વાર. મારી.
આંધળા પાંગળા લુલા બને તે આવા કરમથી થાય,
પેલે જનમ આવી વેર લેશે કેમ કરી સહેવાય; મારી,
પકડનાર પસ્ત ા લાગ્યો મેં કર્યો અન્યાય
બકરી છોડી દોડી બચ્ચાં પાસે ગઈ હઈયામાં હરખના માય
બચ્ચું બકરીને ધાવવા લાગ્યું મનમા ઘણુ હરખાએ,
અમીચંદ કહે જીવ દયાથી સહેજે સરગે જાય. મારી૦

## દોહરો.

છંદ ૩

જૈન ધ નો પ ળનાર—અમીચંદ શ્રાવક બાળ,
વૃદ્ધ ઉમરના માનવી, જાણી મુકયો સવાલ,
દેવી ભક્ત જાણીને, મહાજન સોંપે કામ,
ઉ   સર્વે જણા, આવે દેવળ ધામ,
અંધુ   વે અ પણા, શુદ્ધ અશુદ્ધનો ફેર,
શુદ્ધ શુદ્ધને અડકે, એ તો અકરા કેર,
શુદ્ધ શુદ્ધ શું જાણીએ, જાણે પોતાનું મન.

અશુદ્ધ કહીએ નીચને, ન ખપતું કરે ભોજન.
અડકાયેથી નહાવું પડે તેને જે જીવ ખાય,
અશુદ્ધ તેને જાણવો, સંત ભક્ત અભડાય,
તેથી જાણવા કહું છું. સમજો આપો આપ,
માંસ અહારી જો અડકે તો અસંખ્ય લાગે પાપ
વૈષ્ણવ ધર્મ પાળવો, તો તેનો લેવો સાર,
આચાર ધર્મ સાચવે, તે પામે ભવપાર.
ગોલા ઘાંચી ખત્રી, સમજો સરવે ભાઈ,
જુગ પલટાયો સર્વનો, સમજો મનની માંહી,
પહેલા તો અભણ હતા, કરતા મજુરી કામ,
ધર્મ શાસ્ત્ર જાણ્યો નહી, નીચ પડાવ્યું નામ.
સપુત પુત્ર પેદા થયા, ભણ્યા કરી અભ્યાસ,
રોજગારે સહુ વળગ્યા, બેસી ઉંચની પાસ,
વેપાર તો ઉંચા કરો, કપડા પહેરો ઉંચ્ચ,
ખોરાક વાપરો નીચનો એટલી ઉકેલો ઘુચ,
શેઠ પટેલનું કામ છે, રાખે મન મોટાં વશ,
ગરીબ તો સમજી જશે, મોટાને મળશે જશ,
ચરસ રાખે દુઃખી થશે, ચહસ પાપનું મૂળ,
વ્યસની વ્યસન મૂકે નહિ, આખર ઘુળે ઘુળ,
કુળમાં દીવો એક હોય, દીપાવે સઘળુ કુળ,
ન્યાતમાં દીવા હોય તે, સુધારે ન્યાતની ભુલ

સમજો સમજો સઉને કહું, મહાજનનું છે હણાણ,
અમીચંદ કહે વિનવી, રાખજો સહુનું માન.



## અજ્ઞાની લોક જીવ હિંસા કરે છે તે વિશેનો.

### છંદ ૪

સમજ મન મારારે એ ભજનની રાહ.

ભાઈઓ ન ભૂલોરે દયા દાન પ્રેમે કરો,
મરતાને બચાવોરે ભવ જળ સહેજે તરો,
મુંગા પ્રાણી પશુ જીવની કોઇ નહિ કરશો ઘાત.
નોંધારા નાચાર બાપડા તેની કોણ સાંભળે વાત,
સાંભળે પુન્યશાળીરે અરજ આ કાન ધરો,—મરતાને,
ઘન ગાંધી એ મહાત્મ પુરૂષને કરવા ગઉરક્ષાય,
મુસલમાન સાથ મન મેળાવી મરતી બચાવી ગાય.
સબંધ જોડી સાચોરે સત્યે દુઃખ વેડે ખરો,—મરતાને,
મુસલમાનભાઈ એમ કરી કહે છે હિંદુ કસાઇ છે પૂરા,
પાડા બકરા હણે હણાવે તેને કરો તમે દુરા.
ધરમ ત્યારે સાચોરે હિંદુનો કહીએ ખરો—મરતાને
નામ હિંદુ થઇ પરમાંસ ખાએ તેને પૂછે તેની ન્યાત;
ન્યાતનું કહયું નહિ માને તો નાંખો મંદિરમાં વાત
દરશન બંધ કરવાંરે ત્યારે તેનો ભાંગે બરો—મરતાને

આરી વાતમાં ખાર ન લાવવો આ છે સાચી વાત.
સૌ સૌની ભૂલ સર્વે સુધારો ત્યારે ગણાશો ઉંચી જાત.
મધુપાન છોડોરે માંસહારી ધ્યાન ધરો—મરતાને
એક પળ માંસ વાસી રહે તેમાં અસંખ્ય જીવો થાય.
એવા નરકમાં કિડા ખદબદે હિંદુથી કેમ ખવાય,
આપી તો કહીએ પૂરોરે, હિંદુને લજવે ખરો—મરતાંને
હું માતાનો પૂર્ણ ભક્ત છું, મને વહાલી મારી માયે,
એવું માતાને ગમતું હોય તો હું કેમ કહું નાયે,
કહે મારી માજીરે, સમજી સૌ વિચાર કરો—મરતાને.
બનવાનું તો બની ગયું ભાઈ હવે થકી સુધારો,
હલકી વરણ વેપારી થઈ તો ફરજો ઉંચા વિચારો,
હિંસા ન કરશોરે, અમીચંદનો બોધ ખરો—મરતાને.



દોહરો.

છંદ ૫

અંબા મારી ઈષ્ટ દેવ, સદા કરે છે સહાય,
જીવ દયાને કારણે, બુદ્ધિ આપે માય,
નિશ્ચય કર્યો નીચનો, માજી થયા મહેરબાન,
મુરખ તો નહિ સમજે, ચતુરને પડશે ભાન.
આગળીઆની વાતમાં, વાંદર વાંદરીબે,
વાંદરી પડી વાવમાં, સ્ત્રી થઇ ગઇ તે,

વાંદર રહ્યો વિચારમાં, દુઃખ પામ્યો રહી તે,
વાંદરી તો રાણી થઈ, રાજા સાથે રહે,
અમરત ચોઘડીયું વહી ગયું, પછી ઘણું પસ્તાય,
અમીચંદ કહે સમજો, હત્યા થોડી થાય,

## ચતુરને ચેતવણી.

### જીવ હિંસા વિશેનો છંદ. ૬

( ત્રિગુણ માયા માતા હેરીએ ભજન રૂપી છંદની ચાલ.

દારૂ માટી જે જન મૂકશે, તેનો મુક્તિનો વાસે,
સંસારમાં સુખી રહી નીચ ઉંચ ગણાશે, દારૂ માટી
આરે દેશ નથી આપણો,
ફરીએ પરદેશમાં વાસે, જગત જીવો એક દેશના.
માલીક એક અવિનાશે. દારૂ માટી ચોક ૧ લો.
પવન દોરીએ બાંધ્યું જગતને કર્યો સઘળામાં વાસે.
જેવા કર્મ જે જન કરશે. તેના ફળ તેવા થાશે.
દારૂ માટી ચોક ૨ જો
માંસ ખારીને દયા નહિ, જીવ હિંસા પર આવશે.
હિંદુ ન કહેવા એ પાપીને, અંતે નરકે તે જાશે,
દારૂ માટી. ચોક.૩ જો

મહાજન સમજાવવા અમતે કહે સમજે તે સુખી થાશે.
અમે ને તમે દેશી બંધવા, તેથી થઇએ ઉદાશે
દારૂ માટી. ચોક ૪ થો,
અતીરે દુ:ખી જોઇ વ્યસની, સહુને આવે છે ત્રાસે,
હલકી વરણ જ્યારે સુધરે, હિંદુ ઉંચા ગણાશે.
દારૂ માટી ચોક ૫ મો
સુધરેલ જુવાનીયા મહેનત કરે, ઘરડાને નહિ ભાસે.
આડા પડીને અમત કરે, સમજુ લડાઇથી નાશે
દારૂ માટી ચોક ૬ ઠો
માજી સમરો અમીચંદ કહે, સૌની પુરશે મા આશે.
ઘરડા હવે નહિ સમજે, છોકરા ઇજ્જત પર જાશે.
દારૂ માટી ચોક ૭ મો.

---

## વખત જોઇને ચાલવું.

મન ઉતારે પાર એ રાહ.

### સમો જોઇને ચાલવા વિશેનું ગાયન.

છંદ ૭

આપો સમાને માન, સમો જોઇ આપો સમાને માન.
સમે સમો બળવાન સમો જોઇ આપો સમાને માન

અજાણુ પુરૂષ તો સમજીને બેસે મત કરે અજ્ઞાન,
જે માણુસે સમો ન જાણ્યો તેતો થયા હેરાન
સમો જોઇ આપો સમાને માન ચોક ૧
અરજુન સરખા બાણુવળી જુવો કોઇને નથી અજાણુ
કાબે હરાવી ગોપીકા લુટી એરે ધનુષ એ બાણુ,
સમો જોઈ આપો સમાને માન ચોક ૨
ફરસરામે ફરસી ધરીને ક્ષત્રીના લીધા પ્રાણુ;
રામચંદ્ર જ્યારે પેદા થયા ત્યારે ઉતાર્યું અભીમાન;
સમો જોઇ આપો સમાને માન; ચોક ૩

હલકી વરણુ વેપારી થઈ સઉ ઉંચા મેળવજો જ્ઞાન;
આસલની રૂઢી ઘરડાની મુકી સુધરો સર્વે જુવાન;
સમો જોઇ આપો સમાને માન ચોક ૪
મહાત્મા ગાંધીના બોધે કરીને ચાહને મળ્યું અપમાન
દુધ, ઘી, ખાંડ, સસ્તાં થયા તે જોઇ રહ્યું જુગજાન;
સમો જોઈ આપો સમાને માન ચોક ૫
દારૂ તાડીનું વ્યસન કરીને બને ગધા પેલવાન;
ભોં ભોં કરીને ધુલમાં આલોટે શરીરનું નહી રહે ભાન;
સમો જોઈ આપો સમાને માન; ગોક ૬

વ્યસન છોડી પરમાંસ ના ખાવતો જીવની ન થાયે હાણુ;
આશીષ લઇ સઉ સમજીને બેશો માજી કરે કલ્યાણુ;
સમો જોઇ આપો સમાને માન ચોક ૭

ભરડા વ્યસની દુઃખી થતાતા સુધરી ગયા છે જુવાન;
અમીચંદ કહે સતસંગતથી સઘળે મળશે માન,
એમો જોઈ આપો સમાને માન ચોક ૮.



## નીચ ઉંચ કેમ કહેવાયા તે વિશેનો,

### છંદ ૮

પ્રથમ નમું ગણપતી માત સરસ્વતીના ધરતા ધ્યાન એ રાહ.
નીચ ઉંચ કેમ થયા ગુરૂજી તે તો કહોની અમને
પ્રણામ કરી પુછું છું તમને
ઠીક પ્રશ્ન તેં પૂછયો ગુરૂ કહે સાંભળો ચિત રાખી;
બેઠો કળીયુગને થઇ માખી;
પ્રથમ આત્મા એક સરવે જીવો ભરી જગત આખી,
ગુરૂ સમજાવે મુખ ભાખી;
નીચ ઉંચના ભેદ બતાવું જે ખબર હોય હમને,
પ્રણામ કરી પુછું છું તમને; ચોક ૧
સારી કરણી કરે ભોજન સારા કોઇનું દુખાવે નહી મન,
વેપાર કરી ઉંચા મેળવે ધન
કેફ વ્યસન મુકી ખોરાક સારી ખાય કાયા થાય પાવન;
મળે સુખ સ્ત્રી ધન ફરજન;
ઉંચ કરણીના ફળ ઉંચા મળે, પછી સહુ લાગે નમને,
પ્રણામ કરી પુછું છું તમને ચોક ૨

એજ માણુસને એજ આતમા સંગતી દોષનો પાસ;
દારૂ માટીની ગમી ગઈ વાસ, પરવશ જીવ થઈ બોલે નઠારૂં
પઈસાનો થાય નાશ;
દુરગંધથી કોઇ ના આવે પાસ, પડે પીધેલ થઇ પૃથ્વી ઉપર
પછી લાગે ભમને; પ્રણામ કરી પુછું છું તમને ચોક ૩
આવા ક્રમથી નીચ કહેવાયા બાકી અસલતો ઉંચ;
સારી કરણીથી ઊકલસે ઘુંચ હાલના જુવાનીઆ
મહેનતકરે ઘણી મનમાં લગાડે ખુંચ બબડી ઉઠે ઘરડા કરે કુચકુચ
અમીચંદ કહે ઉચ કરણી કરો ઝટ જીતાય જમને;
પ્રણામ કરી પુછું છું તમને ચોક ૪ પુર્ણ

---

## પોતાના મનને મારવા વિશે બોધ.

### કવાલી.

છંદ ૯

મારો તો મનને મારો, તરીને બીજાને તારો;
આપવું તો જીવતદાનને લેવું તો જ્ઞાનીનું જ્ઞાને;
કરો તો સંગત સારો, મુકોતો સોબત નઠારો;
મારો તો ચોક ૧
પાપી જીવહંસાના ભોગી, નરકે ના થઇ પડે જયોગી;
સર્વે જીવ છે બંધુ ધારો, માલીક સર્વે એક પ્રીતમ પ્યારો
મારોતો ચોક ૨

ખાનારા સમજો માંસહારી; ખાશો નહી માછલી મારી
મૂકીએ ખોટા વિચારો, કરો સંગ ઉચનો સારો;
મારોતો ચોક ૩

મૂકો હવે દારૂને માંસે, બચાવો જીવનો થાશે;
થશે પઈસાનો વધારો, જગતમાં સહુ કહેશે સારો
મારોતો ચોક ૪

ખોટું તમે લેશો નહી માની, હુંતો કહું દેશી ભાઈ જાણી
તરવાનો સઉનો એક આરો, સમજી મન કરજો સુધારો;
મારોતો ચોક ૫

અસલની રૂઢી દો મૂકી, જસો નહી આ સમો ચુકી;
નીચ ઉંચ થવાને ધારો, અમીચંદ કહે વિચાર સારો;
મારોતો ॥ પુર્ણ ॥



## માને તેને શીખામણ.

### છંદ ૧૧

ભજોભજો માજી નામહે ખરા એ છંદની રાહ

તમારે કરવું હોય તેમ કરો, બતાવું મારગ હુંતો ખરો,
અસલથી રુઉ કહેતા આવે, વાત કાન ના ધરો,
ઝીનશા દાદતરૂ સમજાવી કે તેના બોલ સંઘરો,
તમારે ચોક ૧

ઓલા ઘાંચી ખત્રી દરજી, ઉચ વરણમાં ફરો;
નીચ વરણુ વેપારી થયા, સઉ આબરૂથી હવે ડરો,

તમારે ચોક ૨

ઉંચ વરણુની પાસે બેસો, કોઇ હીન વસન કરો;
વાસ ઉડે ત્યારે થાય પસ્તાવો, મુખપ કપડું ધરો;

તમારે ચોક ૩

અસલના ઘરડા મજુરી કરતા, દુરથી વાતો કરો;
હવે આવો કહી પાસે બેસાડે, ઉચની સાથે ફરો;

તમારે ચોક ૪

સારા માણુસને સમજી કરીને, પોતે ચાલે પાધરો;
પછી નાતમાં કરી સુધારો, નીચ કર્મથી ડરો;

તમારે ચોક ૫

મતીયાઓને ખુણે બેસાડી, સમજાવી પેટ ભરો;
જેમ કંકરો ઘઉંમાં રહે કંઇ તેનાથી નહિ ડરો;

તમારે ચોક ૬

પરમાંસે ખાઇ જે વસન કરે છે, તે પ્રાણી નહી તરો;
માંસઆહારી જો માંસ ના ખાયતો, જીવનો ન થાય મરો;

તમારે ચોક ૭

મનમાં સમજી દેશી બંધુ, બોધ આપુ છું ખરો;
અમીચંદ કહે જીવ દયાથી સહેજે ભવજળ તરો;

તમારે ચોક ૮

## જીવહીંસા કરનારને શીખામણ.

લાવણીની રાહ. છંદ ૧૨

ભુલચુક કરજો મા માફ એ છંદની રાહ.

જીવ હિંસા જેણે કરી વાત કહું ખરી પાપનું મૂળે,
કેળ છોડી મુરખ જઈ બાઝે કાંટાની સૂળે;
વાગે કાંટા રોમે રોમ, નાસે કરી જોમ
છોડે નહિ છુટે, પેસે આજુબાજુ ન હલાય,
ને પેટ કુટે, ત્યાં જંગલમાં કોણ હોય આસપાસ જોય
હોય કોણ ભુતે, તેમ મુવા પછી પણ મારશે જમના દુતે
કુસંગત જે નર કરે, પાપી નહિ ડરે મનખો કરે ધુળે;
કેળ છોડી મુરખજઈ બાજે કટાની સૂળે ચોક ૧
કરે હિંસા પોતે નહિ, કરાવે કંઈ પોતાને સારૂ;
મારનાર ખાનાર ભાગીદાર સત્ય હું ધારૂં;
થાય બન્ને ગુનહેગાર, કરી વિચાર કામ કરો સારૂં
થયા પાપની માગો માફ છુટવાનું બારૂ,
પ્રભુ જગત જીવ દયાળ કરે પ્રતિપાળ માફ કરે ભુલે,
કેળ છોડી મુરખ જઈ બાજે કાટાની સૂળે ચોક ૨
જો કેળની સંગતિ થાત, કેળા પણ ખાત, ઉત્તમ ફળ કહીએ
મળ્યો ઉત્તમ મનુષ્ય દેહ ગુરૂ કરી રહિએ,

પાપ પુણ્યના મારગ એ બતાવે ગુરૂ તે અંતરમાં લઇએ;
સત્ય ચાલતા પડે કદી દુઃખ સામે પણ સહિએ;
કોઈનું દુઃખાવવું નહિ મન તેને ધન ધન દયાનું મુળે,
કેળ છોડી મુરખ જન ચોક ૩
એક દેશી સઘળા જીવ બનવા શીવ આવ્યા આ ઠામે,
આદી પુણ્યનો મારગ કરો પરમાર્થ કામે;
જીવ જીવને બચાવે જેહ, ભાગ્યશાળી તેહ ઉંચે જાયે ધામે
મુળ માલિક થાય પ્રસન્ન કરે સિદ્ધ કામે,
અમીચંદ કહે ચાલો સત મુક્તિ મળે ઝટ,
કરમ જ્યારે ખુલે, કેળ છોડી મુરખ જઇ બઝે ચોક ૪

## માને અરજ.

### પદ ૧૩

પ્રથમ નમું ગણપતી માત સરસ્વતીનું ધારતા ધ્યાન એ રાહ

ચોક ૧ લો.

એક અંચબો લાગ્યો અમને સંશય ન જાય
મ્હારો, સરવાંગે વાસ વસે તહારો;
અચરાચરમાં વાસ માજીનો, જાણે સર્વ પ્રાણી;
મુરખ નહિ સમજે અજ્ઞાની,
કુડી મારગ છોડી કરો સુધારો જીવની ન થાયે હાની,
ખુશી થશે માજી લેજો જાણી;

જીવ હિંસાથી દહેરૂં અશુદ્ધ થાય, માજીને કંપારો,
સર્વાંગે વાસ વસે તહારો.

ચોક ૨ જો.

આત્મશકિત રહે સર્વે જીવમાં માતા વસે સદાએ,
હવે કહો કેમ કરી ઘા થાએ,
એ માતાનું મન દુખાવે આપણી વહારે કેમ ધાએ
સમજુ પુરૂષ કરજો એનો ન્યાયે
સરવે પ્રાણી એક દેશી બંધુ ભાઈ જરાતો વિચારો;
સર્વાંગે વાસ વસે તારો.

ચોક ૩ જો

શુદ્ધ પવિત્ર પરમ દયાળુ સમાન દ્રષ્ટિ તારી
અરજ એક સાંભળો મા મહારી.
નહિ વહાલા નહિ વેરી તમને પોતે સમકિત ધારી,
જગતમાં સદા કલ્યાણકારી,
કરવા મતલબ અજ્ઞાની જીવ મારગ ઝાલે નઠારો,
સર્વાંગે વાસ વસે તારો,

ચોક ૪ થો

શુધ્ધ જગા સમરણની એતો સહુનો મોક્ષ દ્વાર,
સદા અહીં વરતે જેજેકાર.
ભગત સુખી પુજારા સુખી મા અખંડ ભરે ભંડાર
સુરત ધીઆ કુળીઆમાં દરબાર,

એજ અંબા મારી ઇષ્ટ દેવ સંસારનો લાવે આરો,
સર્વાંગે વાસ વસે તારો;

શ્લોક ૫ મો

કોઇ જણાએ રૂઠી મારગથી પશુની હત્યા હાણ,
સમજાય હવે આવ્યું તેનામાં જ્ઞાન
નીચ હતા તે ઉંચ થયા પાળે ધરમ દયા દે દાન,
આજી એનું સદા કરે કલ્યાણ,
અમીચંદ કહે બુધ્ધિ ફેરવી મરતાનું વિચારો,
સર્વાંગે વાસ વસે તાહરો,



જે માણસ પોતાના સ્વાર્થ સારૂ જીવની ઘાત
કરતા હત્તા નથી તે વિષેનો

છંદ (૧૩)

જીવ તું ચાલ જરારે વિચારી ।। તારે સ્વારથે
ઘા કરે કારી ।। મતલબ કરવા દયા નહિ લાવે ।।
જાણી સમજી બીજાને રૂસાવે ।। ચોરી લાવી એવુ ખવરાવે
સાચના દાનથી પાપ ન જાશે

ઝુલ

સ્વાર્થ સારૂ જીરું બોલી કરે પોતાનું કામ
બકરાનો ભોગ સો કોઈ દે છે નહિ લે વાણનું નામ
મારે બસેરાં બાળાને ભારી ।। તારે સ્વારથે ઘા કરે કારી
જી. ૧ લો

રૂપિયા સારૂ સોનું નુરશાને કરવા સ્વારથ પાપ ન જાણે
જીવ તું જાણુ હોય કે અજ્ઞાને ।। કર્યાં કર્મો ભોગવવા
પ્રમાણે ।।

ઝુલ

લાંચ ખાઈ જુઠી સાખ પુરે હિંમત રાખી મન,
સાચો જુઠો સાખથી થાયે હાકેમ દેવે દંડ.
જીવનું જેને મનમાં ધારી ।। તારે સ્વાર્થે ચો. ૨ જે
કરવા સ્વાર્થે પોતાના કામે ।। કરે દેવ દેવ દેવી બદલામે ।।
પુત્ર માંદો સાજો થાય આરામે હું તો બકરો ચઢાવું
તારે ધામે.

ઝુલ

આયુષ્ય હોય તો ઉઠે જીવતો મટી જાય સૌ રોગ
જીવતા જીવ બકરાને મારી મીથ્યા આપ્યો ભોગ.
હત્યા કરી આ અણુ વીચારી ।। તારે સ્વારથે ।। ચો. ૩ જે
આત્મા સચરાચરમાં વ્યાપી ।। કરે હિંસા તે જાણવો પાપી ।।
કરો ભક્તિ મન સ્થિર સ્થાપી ।। આવ્યા કષ્ટ નાખે
મા કાપી ।।

ઝુલ

સચરાચરમાં માને ગણો તો દુઃખાય માનુ મન,
અજ્ઞાની જે સમજે નહિ તેમે સમજાવો સજ્જન
સો ઘટ ઘટ ખપ્પર ધારી ।। તારે સ્વારથે ધા કરે કારી ।।
ચો. ૪ થો

સમજી કરશો નહિ હત્યાયે; જેનું જાય તે કરે હાય હાય:
કરશે માજી દ્વારે હત્યાયે ॥ તેથી પાપ થાય અસંખ્યાયે ॥

ઝુલ

ફૂળફુલ નિવેદ ચઢાવો ઘાટડી સૌ શણગાર
મન માન્યા કામ કરશે માજી ખુશી રહે અપાર.
અમીચંદ કહે ચાલો સંભારી, તારે સ્વારથે ઘા કરે કારી ॥
ચો. ૫ મો



## અહિંસા વિષે રાહ ઉપરનો

### પદ ૧૪

ભકત જનને સમજીને લેવું ॥ વહેમી સમજે તો
સમજાવી કહેવું ॥
મૂળ એક માલીકની છાંયા ॥ એક થઈને અનેક બનાયા ॥
શકિત રૂપે વસે સમાયા ॥ શકિત વિના ભાસે નહિ કાયા ॥

ઝુલ

વહેમ છોડી મત મૂકી જાણો શીવ શકિત છે એક,
એક થઈને અસંખ્ય ડાળી, પકડી રાખો ટેક.
ભિત્તર સમજી ધરી ધ્યાન રહેવું ॥ વહેમી સમજે.
ચો. ૧ લો
માલિક સઘળામાં આત્મારામ ॥ શકિત વિના નથી સુનો ઠામ.

પશુ પક્ષી જીવો તમામ ::। મેક્ષ જાવા ઘણી રાખે હામ ::।

ઝુલણ

વિકટ માર્ગ મલિકનો દેખો જુઓ લાંબી ખજુર.
ઉપર ચઢે તેતો રસ ચાખે ભોંય પડે ચકચુર.
તેથી ગુરૂનું જ્ઞાન લેવું ::। વહેમી સમજે તો ::।
ચોક ૨ જો

પાપ પુણ્ય સમજાવે ગુરૂ જ્ઞાની કોઈનું મન દુખાવવું
નહિ લો જાણી ::।
મન દુખાય પાપ લો જાણી ::। મન રાજીથી પુણ્ય લો
માની ::।

ઝુલણ

કસાઇ કર્મ ઘણું કસાઇ કરતો રાખી મન અભિમાન,
એક સમે ઘા પડયો હાથ પર ઘણો થયો હેરાન
પડે પીડાને દુઃખ કેમ સહેવું, વહેમી સમજે તો,
ચોક ૩ જો

કસાઇ પસ્તાઇ કરેરે વિચારે ::। ઘણા જીવનો મે કીધો
પ્રહારે ::।
પડયું દુખ હશેરે અપાર ::। કસાઇ પસ્તાઇ રડે વારંવાર ::।

ઝુલણ

નિર્મળ મન કરી લીન થઇને ધરી બેઠો એક ધ્યાન,
પ્રાણી માત્ર હિંસા ન કરશો ખુશી થશે ભગવાન.
કસાઇ સ્વર્ગે ગયો શાસ્ત્રે કહેવું ::। વહેમી સમજે તો ::।
ચોક ૪ થો

કળથી વરણુ હિંસા બહુ કરતાં ઃ તેમાં ઘણા ગયા
સુધરતા ઃ
પહેલા બોકડાનો ભોગ ધરતા ઃ હવે કાન કામી મુકે
ફરતા ઃ

ઝુલ

મતીઆ તો મત મૂકે નહી મારી કુળ દેવી દુભાય
અસમજુ પુરૂષ તો સમજી બેટા ન કરવી હત્યાય.
વેર બાંધી પેલે ભવ સહેવું વહેમી સમજે સમજાવી કહેવું ઃ

ચોક ૫ મો

કુળદેવી દીન દયાળે, એતો સૌની કરે પ્રતીપાળે.
બીને રૂઢી મારગે ચાલે, આદ્ય શકિત સર્વમાં મહાલે.

ઝુલ

શકતીરૂપે રામ રમે સર્વમાં, દેમ કરી ઘા થાય.
પશુ જીવની હંસા કરે, તે અજ્ઞાની કહેવાય.
અમીચંદ કહે દયા ન દાન દેવું વ્હેમી સમજે તો સમજાવી
કહેવું.



## સમજુને બોધ.

પદ ૧૫

જીવ તું ચાલ જરારે વિચારી એ રાહ
જે ચેતે તેનેર ચેતાવું; સઉને મરી એક દીન જાવું;
એક દોઢીયું પડી જાયે, કોઈ સમામાં માંદુ થાયે;

કરતો કામ મૂકી બ્હેલો પાચે, વળી મનમાં કરે હાયહાયે;
જાણે પારકું પોતાનું આવું, સઉને મરી એક દીન જાવું;
ચોક ૧ લો.

કોઇનું નથી કોઇ સગું વાલી, સરવે મૂકી જવું છે ચાલી,
જીવ જીવોને લે સંભાળી, તેને માલીકની રખેવાળી;
જીવ દયાનું લાકડું રહાવું; સઉને મરી એક દિન જાઉ
ચોક ૨ જો.

મનુષ્ય અવતાર મોક્ષનું બારૂં, કરવું પાપ મુકોને નઠારૂં;
દેશી ભાઇ જાણી કહું સારૂં તમે મૂકો પીવાનો દારૂ;
મુવા પછી કયાં મળશે પીવાનું, સઉને મરી એક દિન જાઉં.
ચોક ૩ જો.

સમજ નથી તેમા એ ભાવે, મુવા પછી ઉંધો ટંગાવે,
આર્યા જીવો ત્યાં ફરીયાદ આવે કરે કર્મો તે નહૈં જાયે;
અમીચંદ કહે સાચું બતાવું, સઉને એક દીન મરીને જાવું.
ચોક ૪ થો. ( સંપૂર્ણ )

---

## સમજો ને સમજાવો.

છંદ ૧૬

જીવ તું ચાલ જરારે વિચારી એ રાહ.

હિંદુસ્તાનના હિંદુ રહેવાસી, જઓ દરશન જુઓ તપાસી,
સર્વે ધર્મોમાં એમ કહેવું; કોઇના જીવોને દુઃખ નહિ દેવું

આપણે દુઃખ પડે તે સ્હેવું, જીવ દયાનું પૂન્ય લેવું,
મુંગા પ્રાણી સર્વે નીરાસી, છએ દર્શન;

ચોક ૧ લો.

જીવ દયા ધર્મ પાળે તેતો શ્હેજમાં થાયે ન્હાલે, જાળ
નાખી માછી મચ્છી ઝાલે,
માતા વિના ટળવળે તેના બાળે; પુત્ર વિના મા રહે ઉદાસી;
છએ દર્શન ચોક ૨ જો.

મુગાં પ્રાણીને દુઃખ દેવું, તેને ખાનારને શું કહેવું;
નથી જાણુતો સદા અહીં રહેવું, મુવા પછી પેલે ભવ સ્હેવું
જમના હાથોથી કયાં જશો ન્હાસી, છએ દર્શન જુએ;

ચોક ૩ જો.

કયા શાસ્ત્રમાં કહ્યું છે એવું, કરી જીવ હિંસા માંસ લેવું;
અભણ અજાણુને શું કહેવું દાલના સુધરેલાને સમજી લેવું;
અસલી બરડા કરાવે હાંસી છએ દર્શન જુઓ તપાસી;

ચોક ૪ થો.

સઉમાં દયા ધર્મ છે મોટો, માંસ દારીને લાગશે ટોટો;
મન મારી રાખે તેતો મોટો, ન્યાતનો મુકાવે રસ્તો ખોટો;
અમીચંદ કહે પુણ્યે સુખવાસી; છએ દર્શન જુઓ તપાસી;
ચોક ૫ મો. ( સંપુર્ણ )

## સોદાગરની ખરીદી

છંદ ૧૭

ત્રિગુણ માયામાં તાહરી એ શાહ;

ચોક ૧

ખરીદનારારે ખરીદ કરો; વગર પઈસાનો માલે;
અંત સમેરે ખપ આવશે, પરભવ સુધી ચાલે, ખરીદનારા,

ચોક ૨

એક વતન સરવે જીવોના, આવિ પરદેશે માલે;
જેવી જીવો કરણી કરે; બુદ્ધિ બલ તેવું ચાલે,
ખરીદનારારે ખરીદ કરો.

ચોક ૩

પ્રથમ આધાર ખોરાકની જે નર ખાતા સંભાળે;
અન દુધ ફળ ખાઈને, પ્રાણી સત પર ચાલે,
ખરીદનારારે ખરીદ કરો;

ચોક ૪

સારા વેપાર ઉંચા કરે; પાપ મારગ ન ઝાલે;
જેમાં જીવોની હાની નહિ, બંધુ જાણી સંભાળે;
ખરીદનારારે ખરીદ કરો;

ચોક ૫

સંસારમાં સુખ ભોગવી, અંતે સ્વર્ગમાં માહલે;
ઉંચી જાતી એને કહિએ, દેશી જીવોને પાળે;
ખરીદનારારે ખરીદ કરો,

ઉંચ માણસ એને કહિએ, હવે નીચાને ભાળો,
કંદ મુળ કાંદા વાપરે; જાડી બુધ્ધીપર ચાલે;
ખરીદનારારે ખરીદ કરો ચોક ૬
જશરે દયા તેને નહી, બંધુ જીવોને ઝાલે;
આકસ માછલાં ઘણા ટળવળે, પકડી હંડીયામાં ઘાલે;
ખરીદનારારે ખરીદ કરો, ચોક ૭
પાપી રાક્ષસ એ જીવોના, પાડે જીવોને ફાળે;
હજારો જીવોના મન દુખવે, અંતે બુરા થાય હાલે;
ખરીદનારારે ખરીદ કરો, ચોક ૮
દારૂ તાડીથી પરવશ થઇ, મા બેનને રે ઝાલે;
ઘણા સમજુ રે ભણ્યા હોય કેફ આગળ ન ચાલે;
ખરીદનારારે ખરીદ કરો ચોક ૯
નીચા ખોરાકે નીચા બને સઉ આવી દે ગાળે;
સમજી સુધરશે જે પ્રાણીઓ ઉંચ થશે તેના ભાળે;
ખરીદનારારે ચોક ૧૦
આપણા માલીક રાજી થશે સતમારગે ચાલે;
એ મારગ ઉંચ નીચના, જેને રૂચે તે ઝાલે;
ખરીદનારારે ચોક ૧૧
વગર પઇસાનો વેપાર છે, સતમારગે ચાલે;
ગુકયો સોદો રે મેદાનમાં, અમીચંદ માના લાલે;
ખરીદનારારે ખરીદ કરો, ૧૨ સંપુર્ણ.

## "દોહરો"

# જ્ઞાનીને પ્રશ્ન

### છંદ ૧૮

સંપ રાખીને ચાલવું, સંપે થાયે કામ
ઘઉંમાં કાંકરા હોય છે સમજાવી લાખો ઠામ,
હિંદુ ધર્મ જાણવા પૂછે હિંદુભાઈ
મતે પંથ ઘણા થયા જાવું મારે કંઇ
ગાંધી મહાત્મા એમ કહે, સર્વે જીવ સમાન
સાથે બેસવું એકઠા; ઢેડ ભંગી ન જાણ,
અડકવાની છીછ નહિ, કામે પડે છે નામ
ભેદ ન ભાંગે મન તણો; પૂછું કરી પ્રણામ
મુડદાને નહિ અડકે, જો અડકે તો ન્હાય
ન્હાયા વગર ચાલે નહી, ઘરમાં નહી જવાય
પાણી રેડે આઘે થકી ન્હાયે શુધ્ધ કહેવાય
એ તો વાત પ્રમાણ છે રૂઢી મુજબ કહેવાય
વીલક છાપા કરી નીસરે, મહીં ઘેટાળા અનેક
નીચ વરણના માનવી ભખરેલ થયા છે છેક
માને હિંદુ ધર્મને, કંઠી બંધાવે ખાસ
પરમાંસ વાપરે ઘરમાં, મુડદાનું ખાય માંસ
ભક્ત થઈ બહાર નીસરે, દેવ મંદીરમાં જાય
એ અડકવા જોગ છે તેનો કરજો ન્યાય

ઉંદરડી ઘરમાં મરે, અડકે નહિ તેને કોઈ
ફેંકનાર તો ન્હાય છે, જગ્યા નાખે ધોઇ
ઘેડ અડકે છે મુડદા, નીચ ખાય મુડદાનું માંસ
કોને પવિત્ર માનવા, જોઇ થાવું ઉદાસ
બેની સરખામણી કરતાં નથી અંતર લગાર
શું સવાયું સુતર સોમણુ કાઢે વીરલા તાર
પ્રશ્ન મૂક્યું પ્રેમથી સંદેહ ભાંગવા મન
અમીચંદ કહે સર્વેને, કહે તેને ધન ધન

---

દોહરો.
છંદ ૧૯

સંશય કોઇ ન રાખશો સંશય કરજો દૂર,
જે પ્રશ્ન મેં મૂક્યું સમજાવું ભરપુર,
એક એક ત્યાં એક છે વહેવારમાં બાધક,
કાયદો છે વહેવારમાં કોઇના કરશો ઝક,
પાળે તેનો ધર્મ છે કહીએ એટલું ફોક,
ધર્મ વિરોધ જે ચાલશે ત્યાં જઇ મુકશે પોક,
સમજો સમજો મહાજન કહે ઓ પરમાંસાના ખાનાર
ધર્મ ભ્રષ્ટતા નાકરો બંધ થશે દેવદ્વાર,
મશાણુ કાઠે લાકડાં તરત કરાશે બંધ,
કરો બંદોબસ્ત નાતમાં લ્યો જીવ દયાનું પુન

શુદ્ધ શરીર શુદ્ધ દીલથી જે જશે દેવ દ્વાર,
દર્શનથી પ્રસન્ન થશે અમીચંદ કહે ઉતરે પાર,

" દોહરા "

પદ ૨૦

સમજી બંને બંધુઓ, હીંદુ મુસલમાન,
આપણા દેશી બાંધવા, પરદેશ થાય હેરાન,
ચાહના ખેતર ખેડવા, ગયા મજુરી કામ,
સાહેબ લોકો તેડી જઇ, લખાવી લે છે સ્ટાંપ,
સરત લખાવે લેખમાં, અંગરેજી સમજે નહિ,
મુદત બાંધી સરવેને. રાખે ખેતર માંહી,
સોંપ્યું કામ જો ના બને, તો કાપી લે પગાર
નાગા કરે સઉ દેખતા, ઉપર મારે માર,
પડે માર ચાબખા તણા, લોહીની વરસે ધાર,
શ્યામણા દીસે સરવે; તેની કરો સઉ વાર.
લેખ લખાવી રાખીયા, છોડાવ્યા છૂટે નહી.
ચાહ પીવાની બંધ કરો. તો દેશી છૂટે સહી,
ખરીદ બંધ થાય હીંદની, ચાહ પકવે શું કામ.
ખરીદનારા ખરીદે નહીં તો ક્યાંથી ઉપજે દામ.
ચાહ પકવવી બંધ કરે, તો મજુરનું શું કામ.
કરે વીદાય તે ઘડી, આવે પોતાને ગામ.

તે સારૂ સઉ સમજી; કરો પુનનું કામ.
દુખીઆરા સુખી થશે, ચાહ ન પીશો તમ[illegible].
ચાહ પીધે સુખ છે નહી, જીભનો એ છે સ્વાદ.
જરા સુખના કારણે, દેહ કરો બરબાદ.
ચાહમાં નાંખી ઘુષખાંડ, ઘીનો કરાવ્યો નાશ.
ઘી કાયાનું બીજ છે, સમજુ થાય ઉદાસ.
ચાહનો ચડસ મુકી દઇ, ખાઓ ઘી અને દુધ.
લોહી વધશે અંગમાં, તિમ થાશે બુદ્ધિ,
આયુસ વધશે સર્વેના. રોગ ન થાય અંગ,
મજુર છુટે આપડા; છોડો ચાહનો સંગ,
નીચને વ્યસની સઉ કહે ઉંચનું ન લે નામ,
સડો લાગ્યો છે ઉંચમાં, તેને સુધારે રામ,
ગરીબ શરમાઇ મુકશે ઉચ વ્યસનમાં ગરકાવ,
કમોતે જીવ આપશે પછી કરે પસ્તાવ
અવગુણ જુવે અતી ઘણા, કેમ ના રહે મન વશ,
સંપ કરી સઉ મુકશો; અમીચંદ કહે મળશે જશ,

---

## ગરબા.

### માનવું પહેરી.

પદ ૨૧

મણીધર મહોલે પધારોરે એ શહ
આટલું માનોરે કહ્યું સૌ આટલું માનો
થશો સુખી સૌ લોક, કહ્યું તમે આટલું માનો

સાખીઃ—સમજુને સમજાવીએ, સમજુને આપશે આનંદ
અણુ સમજુ સમજે નહિ, તે પર કરજો દબાણ
કહ્યું સૌ આટલું. માનો; ચો. ૧
સાખીઃ—મનને મારી રાખજો, બાંધી રાખજો વશ;
જેને મનને મારીયું, તેને દુનિયામાં જશ
કહ્યું સઉ આટલું માનો; (કડી. ૨)
સાખીઃ—ચાહની સંગતી સઉએ કરી, ને વ્યાપી ઠામોઠામ;
બગાડ દીઠો ચાહમાં, ચાહને કાઢો કાઢો કહે તમામ
કહ્યું સઉ આટલું માનો. ૩
સાખીઃ—કેફી વ્યસનનો માનવી, ઉભો નહિ રાખે પાસ;
જાતે દુઃખ વેઠે ઘણું પઇસાનો થાયે નાશ.
કહ્યું સઉ આટલું માનો ૪
સાખીઃ—કારીગર કીસબી ઘણો વ્યસને સુરખો થાય;
કામ નહિ થશે શેઠનું, ઉપરથી ધપ્પા ખાય.
કહ્યું સઉ આટલું માનો ૫
સાખીઃ—ભૂલ તમારી છે નહિ, ને ચાલતો આવ્યો ચાલ,
ભૂલ સુધારે છોકરા, જે જુનીયાતના હોય બાળ.
કહ્યું તમે આટલું માનો ૬
સાખીઃ—હું મહોટું નીકળે, નરતર સુકતા રોય,
ફુટે ખુશી થાય છે, હસી હસીને બોય.
કહયું તમે આટલું માનો.
હીંદુ નામે ધરાવતાં કરો કેસાઇનું કામ

તે કરતાં મુવાં ભલાં ન લજવો હીંદુ નામ
કહ્યું સઉ આટલું માનો ૮

સાખીઃ—માંસ વ્યસન બંધ કરી; ખાશો દુધ ઘી અન્ન;
પઈસો બચસે ઘરમાં. એકઠું થાશે ધન.
કહ્યું તમે આટલું માનો ૯

સાખીઃ—ગાડી ઘોડા વસાવસો, થશે જીવ દયાનું પુણ્ય;
અમીચંદ કહે માનજો, મ. જી થશે પ્રસન્ન,
કહ્યું તમે આટલું માનો ૧૦

પોત પોતાના ધર્મને ઓળખીને ચાલવું.

ગરબો. પદ ૨૨

સખી પડશે તે પંથ પધારીરે એ રાહ.

પૂર્વ સંજોગે જગતમાં આવ્યારે જીવ વિના
બીજું નહિ લવ્યારે;
માતપિતાને તો મન ભાવ્યા, લાગે સઉને ધર્મ.
પોતાનો વહાલોરે ચોક ૧

જે કુળમાં પ્રથમ અવતર્યારે કંઠી બાંધી તેને ગુરૂ કર્યારે,
જ્ઞાન મેળવવા સઘળે ફર્યા, લાગે સઉને ધર્મ
પોતાનો વહાલોરે, ચોક ૨

જ્ઞાન લેવું સ્વદેશી જાવારે; રાખી ભરોસો ગુરૂ શબ્દો સાવારે
ગુરૂ કહે તે માર્ગ લેવો જાવા, લાગે સઉને ધર્મ પોતાનો
વહાલોરે ચોક ૩

સત્ય સાંભળી અસત્ય નહિ લેવું રે, લાગે સઉને ધર્મ
પોતાનો વહાલોરે ચોક ૪

જુઠું બોલી ચોરી નહિ કરવીરે, આપી વસ્તુ બોલી,
નહિ ફરવીરે.

મરી જઇએ પણ હિંસા નહિ કરવી લાગે સઉને
ધર્મ પોતાનો વહાલોરે, ચોક ૫

સઉને ગુરૂ વચન શીર ધરવું રે, તેના કહ્યા થકી નહિ ફરવું રે.
ઉલટું ચાલે તેને થશે મરવું લાગે સઉને ધર્મ પોતાનો
વહાલોરે ચોક ૬

વૈષ્ણવ ધર્મ જે જન પાળેરે, તેના ધર્મ તો તે સંભાળેરે;
વૈષ્ણવ થઇ ઉલટે રસ્તે ચાલે, લાગે સઉને ચોક ૭

હું તો અજાણ્યાને સમજાવું રે, જ્ઞાનીને શીશ નમાવું રે
ધર્મ ભ્રષ્ટ થતાને બતાવું, લાગે સઉને ધર્મ પોતાનો
વહાલોરે ચોક ૮

વૈષ્ણવ ધર્મ આચારનો માંગ્યોરે, વલ્લભાચાર્ય
મહારાજે જમાવ્યોરે

સત્ય મરજાદીએ તેને રહાયો, લાગે સઉને ધર્મ
પોતાનો વહાલોરે ચોક ૯

કમળાં ભરતાં ચાલવું જોઇનેરે, જીવ હિંસા ન કરવી કોઇનેરે
અશુદ્ધ માણસ અડકે ન કોઇ, લાગે સઉને ચોક ૧૦

પશુ પક્ષીનું મુડદું હોયરે, તેને હિંદુ ન અડકે કોયરે,
જો અડકે તો ન્હાઇ કપડા ધોયે, લાગે સઉને ચોક ૧૧
આને સર્વે લોકો જાણોરે; અડકી ન્હાવું એતો સરવે માનોરે
બ્યસની પુરૂષને નહિ રહે ભાને લાગે સઉને ચોક ૧૨
બ્યસની મુડદાનો માંસ ખાયરે; પડે પેટમાં તો શું કરવા ન્હાયરે
કર્યો કેવો પાપીએ અન્યાયે, લાગે સઉને ધર્મ ચોક ૧૩
દેવ મંદિર જાય બેધડકેરે, સાધુ સંત ભકતોને અડકેરે;
વિચાર વિનાના પડે એ નરકે, લાગે સઉને ધર્મ ચોક ૧૪
આવા પાપથી જે જન ડરશેરે, પોતે પોતાની મેળે સમજસેરે;
તેતો ફરી આવું નહિ કરસે, લાગે સઉને ધર્મ ચોક ૧૫
અડકી મુડદાને સઉ ન્હાસેરે, ખાશે માંસ તે કેમ ધોવાશેરે
સમજો નહિ તો દર્શન બંધ થાશેરે, લાગે સઉને ચોક ૧૬
ભાઈઓ સમજો કહું હાથ જોડીરે, હવે રૂઢી માર્ગ
દો છોડીરે
કરી પ્રાયશ્ચીત ઉંચા થાઓ દોડી, લાગે સઉને ધર્મ ચો.૧૭
તમારા ધર્મને લો તમે જાણીરે, ગુરૂ વચન માનો શીરનામીરે;
પશુ જીવો પર કરો મહેરબાની, લાગે સઉને ધર્મ ચો. ૧૮
આવ્યા એકલાને લઇ શું જાવુંરે બાંધી વેર ભોગવવા આવવુંરે
આશીષ કહે સાચું બતાવું, લાગે સઉને ધર્મ ચોક ૧૯

વાંચો ! હગો ! ! હગોને ! ! ! હગો ! ! ! !

## " ચાહનો ગરબો "

### પદ ૨૩

" અલબેલી અંબે માત જોવાને જઈએ " એ રાહ

ચાહને કાઢો હીંદની બહાર, ચાહ દુખ દેનારી,
આંધી મહાત્માના બોલને માની, રાખો મનમારી,
અસલ તો ઓળખતારે નોતા, ચાહ રાંડ હશે કેવીરે,
ફરતી રખડતી હીંદમાં આવી, હવે નથી એને લેવીરે,
ચાહ દુખ દેનારી. ૧

આજ સુધી ગુણ નહોતા જાણ્યા, સવાદમાં લલચાયારે,
દેખા દેખી એ ઘરમાં ઘાલી, જોઇને મન ભોળવાયરે,
ચાહ દુખ. ૨

આપણે સઘળા હતા અજાણ્યા; અવગુણ પછી જાણ્યારે,
ચાહના ખેતરની વાત સાંભળી, સઉના મન તણાયારે,
ચાહ દુખ. ૪

બજાર વધારી મન લલચાવે, ગરીબ હીંદના લોકોરે,
સમજાવીને પરદેશ લઇ જાય ત્યાં જઈ મૂકે પોકોરે
મહા દુખ દેનારી ૫.

ત્યાં લઇ જઈને લેખ લખાવે, મુદત બાંધી રાખેરે,
હીંદુ મુસલમાન જાને ફસાયા જે કરે તે ચાખેરે,
ચાહ દુખ દેનારી ૬

હજારો ખેતર ચાહના બનાવ્યા, સાહેબ લોક વેપારીરે,
કાળા માણુસેની દયા નહિ તેને, કામ કરાવે મારીરે,
ચાહા દુખ દેનારી, ૭.

ખાવા પીવાનું સંકટ પડેને, દુઃખે કામ નવ થાયરે,
નિરદયને દયા ન આવે, નાગા કરી લઇ જાયરે,
ચાહા દુખ દેનારી. ૮.

ધણી ધણીયાણીને આસા રાખી, મારે ચાબકાનો મારરે,
સોળ પડેને લોહી નીસરે, આંખમાં આંસુ ધારરે,
ચાહા દુખ દેનારી ૯.

સવારના કામ સોંપીને આપે, સાંજે પાછું માપેરે,
એમ કરતાં જરા બાકી રહેલો, પગારમાંથી કાપેરે,
ચાહા દુખ દેનારી ૧૦

હજારો માણસ હીંદુ મુસલમાન, આપણા દેશી ભાઇરે,
અસંખ્ય દુખ સહે ચાહા સારૂ, મુહો હવે સમ ખાઇરે,
ચાહા દુખ દેનારી, ૧૧

બળ હોયતો લડી છોડાવો, નહીતો ચાહ દો છોડીરે,
ખેતરની ચાહ ખપશે નહીતો, તરત આવશે દોડીરે,
ચાહા દુખ ૧૨

આથીરે દુખ મજુરનું જાશે, થાશે સુખ અપારરે,
દયા દાનનું પુન છે મોટું, ભોગવે સુખ સંસારરે,
ચાહા દુખ દેનારી ૧૩

સુખ ભોગવો તો ચાહાને મુકજો, સ્વારથમાં પરમારથ રે,
ભુખને મારે લોહીને શોશે, ગતી વગર પગ લથડે રે,
ચાહા દુખ દેનારી ૧૪
દુધ ખાંડને મોઘાં કરીને, ઘીના ઘંટ વગાડયારે,
ચાહના પાણીમાં, રાજી થયા સઉ,
બાયડી છોકરા ભાયડારે, ચાહા દુખ દેનારી ૧૫
ચાહના અવગુણના પાર નથી, સઉ મુકી આઘા જાવરે,
ચાહના નામના શ્નાન કરીને, દુખીયા મજુર છોડાવોરે,
ચાહા દુખ દેનારી ૧૬
આપણા ભાઇઓને દુખ પડે તો, ચાહા પીને શું કરવુંરે,
અમીચંદ કહે ચાહ નહી પીસો સમજાવવાને ફરવું રે,
ચાહા દુખ દેનારી ૧૭

## છેતરપીંડી.

### છંદ ૨૪

### ચાહનો ગરબો.

સખી પડવે તે પંથ પધાર્યારે. એ રાગ;
ચાહાએ હીંદમાં મુકામ કીધારે, સરવે જીવોના મન હરી લીધારે
ચાહે કેવી તરેહ કામણ કીધા;
ચાલે નહી ચાહ વીના કામ મુજેરે, (૧)
વહાણું વાયું કે નોબત ગગડેરે,
લાગે વાર તો પીનારા બબડેરે,

હોય ઓછી તો છોકરાઓ લડે,
ચાલે નહી ચાહ વીના કામ સુજેરે, (૨)
કૃષ્ણ વિના ગોપી જેમ ઘેલીરે,
સર્વે ભોજનમાં ચાહ સઉથી પેલીરે,
કરી વાલી હવે મુકો ઠેલી,
ચાલે નહી ચાહ વીના કામ સુજેરે, (૩)
ચાહને એકદમ મુકો ત્યાગી રે,
મારા ભોગી ના કાઢે આધીરે,
જેને જીંદગીની પ્રીતી લાગી,
ચાલે નહી ચાહ વીના કામ સુજેરે, (૪)
ચહા કહે કાળીને હું લટકાળીરે
મોટા મોટાઓ મને આલીરે,
મુકો નહી ને વગોવો ખાલી,
ચાલે નહી ચાહ વીના કામ સુજેરે (૫)
હું ગુણવંતીને ઘણી સાણીરે,
પઇની ચાહને સવાસેર પાણીરે,
નાખી મીઠુ મરી લોજાણી,
ચાલે નહી ચાહ વીના કામ સુજેરે (૬)
વાયુ હઠાવી ભુખ ઉઘાડેરે, પચે અનને જાએ ઝાડેરે
પીએ ઘણી તો થાયે બગાડેરે,
ચાલે નહી ચાહ વીના કામ સુજેરે (૭)
ખસબો લઈ ભમર ઉડી જાયે રે,

બેસી રહેતો કમળ બીડાયેરે,
તેમ લોભ કરે તે પસ્તાયે,
ચાલે નહી આહા વીના કામ સુજેરે, (૮)
અબળા જાતીને જસના હોયરે,
સાસુ વહુના છીદ્ર જોયેરે,
વહુના વખાણ કરે તે તો કોઓરે,
ચાલે નહી ચાહ વીના કામ સુજેરે (૯)
રજા આપો તો ચાહ કે હું જાવું રે,
પાછી બોલાવો તો નહી આવુંરે,
માંહે સાજે પડશે પસ્તાવું
ચાલે નહી ચાહા વીના કામ સુજેરે (૧૦)
કોઈ રાખે ને કોઇ કરે અળગીરે,
નથી મુકતાને રહે છે વળગી,
ઝોસા ખાઇને હું તો ગઇ સળગી,
ચાલે નહીં ચાહ વીના કામ સુજેરે; (૧૧)
મારા ભોગીને શીખામણ દેવુરે,
રજા આપો નથી મારે રહેવુંરે;
અમીચંદ કહે જા સઉનું કહેવું,
ચાલે નહી આહા વીના કામ સુજેરે (૧૨)

# કાળીનું કાવતરૂં

## પદ. ૨૫

### ચાહ વીશેનો ગરબો

આવોની નંદલાલ રમવા આવોનીરે; એ રાહ;
કામણગારી ચાહ ફરતી હીંદમા આવી; મોહ્યું હિંદુસ્તાન
પ્રેમે ઘરમાં બોલાવી;
પેલાતો મુંબઈ જાય તે લાવે, આંદે સાજે સપાદસે મંગાવે,
ચાહ પાચે વાચુ હઠાવે ફરતી હીંદમા આવી ચોક ૧.
ધીમે ધીમે ચાહે કર્યો પસારો, મોટે મોટે ઘેર પડી ગયો ધારો
ચાહનો સ્વાદ લાગ્યો પ્યારો, ફરતી હીંદમા આવી ચો. ૨.
દેખાદેખી એતો સઘળે ફેલાઇ, ચાહ રાણી થઈને ઘરમાં ભરાઈ
માનવંતી થઇ સવાઈ, ફરતી હીંદમાં આવી; ચો. ૩.
સમજીને મનમાં સંગાતીરે કીધા, દુધ ખાંડ મરી સાથેરે લીધા
હોંસે હોંસે સર્વે પીધાં, ફરતી હીંદમાં આવી; ચોક. ૪
માન પાનમાં ચાહ રાણી બીરાજે, સવાર બપોર
જોઈએ એ સાંજે,
ચાહા વિના નવ સુજે કાજે, ફરતી હીંદમાં આવી ચો. ૫
કાળીના કરમ તો પછીરે જણાયા, ગુણી જણને
અવગુણ બતાવ્યા,
સમજ્યા તેતો નર ફાવ્યા, ફરતી હીંદમાં આવી, ચો. ૬
લોહી સોસી એ તો ભુખને મારે, એથી તો દુખ છે
એમાં અપારે

જઇને પુછો ડાકતર દુવારે, ફરતી હિંદમાં આવી ચો. ૭
ઘી ખાંડ દુધને મોંઘારે કર્યાં, ચાહના પાણીપીને પેટરે ભર્યાં
તેમાં કારજ નહી સર્યાં, ફરતી હિંદમાં આવી ચોક. ૮.
ભુલ પોતાની ને ચાહને શું કહીએ, હેત કરી માગી
માગીને લઇએ, મનવશ કરીને રહીએ, ફરતી હિંદમાં આવી
માહાતમા ગાંધીના વચનપર રહીને, સમજુ પુરૂષને
સમજાવો કહીને,
ચાહને મુકો બાધા લઈને, ફરતી હિંદમાં આવી ચો. ૯
આવી તેવી એને પાછીરે કાઢો, એને દાંડે આવી કીધો બગાડો
અમીચંદ કહે ધન ધન દાહાડો, ફરતી હિંદમાં આવી ૧૦

---

## વ્યસન છોડવાનો ગરબો.

॥ મોહલે પધારો મહારાજ મણીધર મોલે પધારો એ રાહ ॥

સર્વે નઠારાછે વ્યસનતો સર્વે નઠારા
સાચું ઈશ્વરનું નામ વ્યસનતો સર્વે નઠારા.

સાખી.

જાદવ કુળના જાદવો, કરી મુવા મધુપાન,
જાદવાસ્થળી તે ને કહે, વગર મોતે ગુમાવ્યા પ્રાણ;
વ્યસનતો સર્વે નઠારા ૧
વ્યસની પુરૂષની બાયડી, તેને દુઃખ અપાર,
ભુનીયાત ઘરની બેટડી; દુખે ચલવે સંસાર,

વ્યસનતો સર્વે નઠારા ૨

દારૂ તાડી નીચ પીએ, ચાહાને પીયે જગત;
પીધેલા કુચા પરદેશનાં, તે ચાહને પીયે ભગત;

વ્યસનતો સર્વે નઠારા ૩

સુરવીર બહાદુર માનવી, થયા ચાહને વસ,
છોડે પણ છુટે નહી, વ્યસનને થયા પરવસ,

વ્યસનતો સર્વે નઠારા ૪

તાડી વળગી નીચને, ઉંચને વળગી ચાહાય,
સમજી છોડી નાસસે, બેસી રહેનાર પસ્તાય;

વ્યસનતો સર્વે નઠારા ૫

સાખી.

ધન ભરથરી રાયને જોઇ સીના અવગુણ;
છોડી રાજ્યને ચાલીયા લાગી વેગગની ધુન,

વ્યસનતો સરવે નઠારા ૬

ચાહ પીનારા માનવી, ચાહ ના પીસો સઉ,
દેશી દુખ પામે ઘણું; ચાહને પકવતા બહુ;

વ્યસનતો સરવે નઠારા ૭

સાખી.

મુદતમાં બંધાઇ ગયાં, કર્મે લખેલું દુખ,
ચાહ નહિ ખપે હિંદમાં ત્યારેતો થાય સુખ,

વ્યસનતો સરવે નઠારા ૮

સાખી.

સ્વારથ કોઇનો છે નહી, કરજા પરમારથ કામ,
ધન ગાંધીજી મહાતમા, ફરે છોડી પોતાનું કામ,
વ્યસનતો સરવે નઠારા ૯

સાખી.

ચાહાને ઉંદર એક છે, ફુંકી કરડે શરીર,
સ્વાદ લગાડે જીસને, લોહી ચુસે ચાહનું નીર;
વ્યસનતો સરવે નઠારા ૧૦

સાખી.

સંપ કરો એકે મતે, ભાગે દુખીયાનુ દુખ;
અમીચંદ કહે વીનવી, થસે બધાને સુખ;
વ્યસનતો સરવે નઠારા વ્યસનતો સરવે નઠારા છે;
સાચું ઇશ્વરનુ નામ વ્યસનતો સરવે નઠારા ૧૧

## જુની રૂઢીને માની ગોત્રજ પુજામાં હીંસા કરવાની જરૂર છેજ નહીં! એક ભાઇને આપેલી સમજુત પછી ગોત્રજ પુંજામાં જીવહીંસા નહીં કરી છતાં એ સર્વ પ્રકારનાં સુખ ભોગવતો રહ્યો!



માંસાહાર કરનાર ભાઇઓને સમજુત આપી માંસાહાર તજાવવા દુઃખ હરણ નામની ચોપડી બહાર પાડી જેને વાંચી કેટલાક ભાઇઓ સમજ્યા અને તે લોકો અભક્ષ ભોજન બંધ કરી પોતાના હિંદુ ધર્મ પ્રમાણે ખોરાક ખાતા થયા. ને બીજા લોકોને સમજાવી સુધરવા સારો રસ્તો બતાવ્યો! અભક્ષ ભોજન બંધ થાય, તે પુણ્યનો લાભ લેવા તેઓ સારી મેહનત કરે છે, હાલમાં આ દુઃખહરણની ચોપડી વાંચ્યા પછી ઇન્દરપરાના રહેવાસી એક ખત્રીને ત્યાં તેના છોકરાની ગોત્રજ પુંજીને એક જીવનો ભોગ લઈ ગોત્રજને ચઢાવવો એવો ધારો હતો. તે માણસોએ મને પુછાવ્યું કે "તમે અભક્ષ ભોજનને લેવાની ના કહો છો, તો મારે ત્યાં ગોત્રજમાં ચઢાવવાનો ચાલ છે તે મારે કેમ કરવું? ત્યારે મેં કહ્યું કે "એ ચાલ ખોટો છે. માતા કોઇપણ જીવનો ભોગ લેતા નથી. વાસ્તે તમારો વ્હેમ કાઢી નાખો તમારા છોકરાનું માતા રક્ષણ કરશે," તે કહે-

નાથી તેણે ખુશી થઈને કોઈ જીવ માર્યા વગર ગોત્રેજ
માની પુંજા કરી પગે લાગ્યા, તેને આજે ઘણા દિવસ થયા
ને તે આવી મને કહી ગયા કે અમે બધા ખુશીમાં છીએ ને
તમે આજ સુધી ખોટો વહેમ ખાઇ અસલની રૂઢી મુજબ
કરતા હતા તે ખોટી હત્યાં લીધી. વાસ્તે હું સર્વ
ભાઇઓને વિનંતિ પૂર્વક કહું છું કે કોઈએ પણ આવો
ખોટો ચાલ કોઈ જીવને મારવો મરાવવો તો તે આપણે
નરકના અધિકારી થઇશું. પેલે જન્મ પાછો તે જીવ આપ-
ણને દુઃખ દેશે માતાને આવું બલક્ષ ચઢાવે તેથી માતા
અપવિત્ર થાય છે. તેથી કોઈએ આવું કામ કરવું નહિ.

વળી બીજો આવોજ પ્રસંગ અમદાવાદી ઘાંચીની
ન્યાતમાં કોઈ કોઇ જગ્યાએ વર પરણવા જાય અગર
અધરણીનો ખોળો ભરે તે વખતે એક એક બકરાનો
ભોગ માતાને નામે આપવાનો રિવાજ હતો. તે પણ સારા
માણસનાં ઉપદેશથી તથા આગલા છંદ સાંભળી પોતાનો
એ રિવાજ બંધ કરી પુણ્યનો લાભ લીધો છે.

કોઈક તરફથી કહાય આ પુસ્તક વાંચતાં અથવા તે
ઓના વાંચ્યા પણ એવો સવાલ કરાય કે શું આપણા રૂષી
મુનીઓ જીવહીંસા નહોતા કરતા ?! આ સવાલ વાંચકને
બરાબર સમજાવી આ ચોપડીની ઉપયોગીતા બેશબાર પ્રમા-
ણમાં હરેક ભાઈઓના અંતરમાં સીદ્ધ થાય અને પ્રાણી
ઓની હીંસા કરવી છોડી દેવામાં આવે એટલા માટે જણાવીશ

કે આપણા રૂષીમુનીઓ આગળના વખતમાં કોઇ કારણસર અપવાદરૂપ જીવહીંસા કરતા હતા. પરંતુ તે મારી નાંખવામાં આવેલા જીવોને પાછા સજીવન કરવાની શકતી ધરાવતા અને તે શકતીથી સજીવન કરતા. શીકારીઓ વાઘનો શીકાર કરતા, તેમ ક્ષત્રીય યુધ્ધે ચઢતા તે તામસી વિદ્યાની જરૂરે કરતા એ મુજબ આપણાથી ન થાય કોઇ કારણસર જે વાત બને તેનો વિચાર આપણાથી ન થાય. આપણે તો આપણાં શાસ્ત્ર મુજબજ ચાલવુંજ જોઇએ આપણો ધરમ છે તેમ કોઇ પણ શાસ્ત્રમાં અહીંસા કરવી કહી નથી તો આપણે આપણા ગુરૂને વચને ચાલવું એ આપણો ધર્મ છે. અને તેથી ધર્મ પ્રતી શ્રદ્ધા રાખી જેઓ જીવહીંસા કરવાનું છોડી દેશે તે જરૂર સુખી થશે.

આ ઉપરથી કોઇ કોઇ લોકો સુધરી બીજા લોકોને અભક્ષ ભોજન બંધ કરવા સમજાવે છે કે તમે આ જે મોટા ધર્માંતિ થઇ ગયા છો અતો અસલ ચાલતું આવ્યું છે, અમે તો તે પ્રમાણે કરવાના તે ઉપરથી મને ખબર પડી કે આ લોકો હલકી વર્ણના એમ જાણે છે કે એતો અમારે અસલથીજ ચાલતું આવ્યું છે. તે ઉપરથી વિચાર કરતાં સમજણ પડે છે કે આ લોકો સાસથી અજાણ છે. તેને સમજાવવા આ નિચે લખેલા દોહરા અને ચોપાઇમાં લખીને અસલની જાત આપણી વૈશ્ય જાતિ છીએ તેનું ઓળખાણ કરાવવા નીચે લખા જણાવું છું.



## અસલથી કહેવાતી વૈશ્ય જાતીમાં ઉંચ નીચ કેમ બન્યા ?!



બધાજ વૈશ્યો પણ ગુણ કર્મે ઉંચ નીચ ! અસલથી આપણે સર્વે વૈશ્ય જાતિ કહેવાઇએ છીએ તેમાં ઉંચ નીચ બન્યા તે સમજવા આ દોહરા ચોપાઈમાં લખેલું વાંચી સમજવા પ્રસિદ્ધ કર્યું છે.

સાધુનો સમાગમ ! આખ્યાન વાંચો લાભ લો.



'દોહરો'

સુરત શહેર રળિઆમણું, સુંદર તાપી તીર;
ઉંચ નીચ સર્વે જણા, ન્હાએ નીર્મળ નીર.
બ્રાહ્મણ બેઠા જપ કરે, ધરે સાધુજી ધ્યાન;
સંદેહ ભાંગે મન તણો જ્ઞાની કથે છે જ્ઞાન,
સ્નાન કરવા કારણે, પ્રેમે ભક્તો જાય;
માર્ગે જાતાં ભેળા થયા, બે ઉંચ નીચ કહેવાય.

સાધુ મહાત્મા જોઇ કરી, ઉભા કરી પ્રણામ,
દુર બેસાડયો નીચને, ને ઉંચને આપ્યા માન.
નીચ ત્યાં આઘો રહ્યો, જોડી ઉભો હાથ,
અપરાધ મહારો ક્ષમા કરો, આવ્યા પ્રેમે સાથ.
મનુષ્ય જાત બંને, હુગે, અંતર નહિ લગાર;
ફેર શું દીઠો તમે, પૂછું વારંવાર.

'ચોપાઇ'.

સાધુ કહે સાંભળરે ભાઇ; સંશય નહિ રાખો મન આંહી.
એક દેશના સર્વે હોય માલિક એકા સર્વે જોય,
પાપ પુન્યના માર્ગજ બે, સાંભળો હું બતલાવું તે.
જગતમાં જન્મ્યા જંતુઇ, માર્ગ બે દીઠા તહારે.
પુન્યનો માર્ગજ ઝાલે જે, પુણ્યશાળી જીવ કહીએ તે,
પાપ માર્ગે જાયે જેહ, પાપી પુરો કહીએ તેહ.
પાપી પાપમાં ડુબી મરે, કેહની વાત નહિ કાને ધરે.
નીચની સંગતિ કરવી નહિ, સંગ કરે પાપ લાગે સહી,
અભક્ષ ભોજન કરનાર તમે, ત્હારી સંગતિ કરીએ
નહિ હમે.
જેટલા જીવના ખાસો માંસ, પરભવ દુઃખ દેશે રહી પાસ,
નીચ એટલે નીચે પડે, ઉંચ એટલે ઉંચે ચઢે.
નીચ નરકમાં નીચે જાય, ઉપર ચઢે તે ઉંચ કહેવાય,
બે કર જોડી પૂછે વાત, મહારા મનની ભાંગો ભ્રાંત.

હિંદુ ધર્મને પાળીએ હમો, નીચ ઉચ કેમ કહો છો તમો.
સાધુ કહે ભાઇ સાચી વાત, નીચ કહેવાય તે વટલી જાત
હલકી વર્ણનો માનવી જેહ, ઓકર જોડી પૂછે તેહ.
વરડા હમારા કહે છે એમ, અસલનો ચાલ મુકીએ કેમ,
ગોત્રજમાં કુળ દેવી જેહ, તેનો ભોગ માગીને લે.
સાધુ કહે વહેમી છો તમો, સાંભળ વાત જે કહીએ હમો.
શાસ્ત્રથી જે હોય અજાણ, વિવેક નહિ તેનામાં જાણ.
સહેજ શાસ્ત્રનો કહું સાર, જોતાં તો નહિ જડશે પાર,
સર્વ જીવના માલેક એક, ને બ્રહ્માએ કર્યો વિવેક.
ચાર વરણની સાંભળ વાત, બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્યનિ જાત
ચોથી વરણ શુદ્રની જેહ, હલકી વરણ કહેવાય તે.
વૈશ્ય જાતિમાં સર્વે તમો, સાંભળ વાત જે કહીએ હમો,

'દોહરો'

જુઓ જગતની રચના, કુદરતનો છે ખેલ;
જ્ઞાતિમાં સૌ, સુખીયા હવે થશે સેળભેળ.
કાશ્યપ કુળના સર્વે જણ દેવ દાનવ કહેવાય;
દાનવ કહીએ દૈત્યને; જે રૂધિર, માંસને ખાય,
હિંદુ જાતિ માણસો, ચાતુર્વર્ણનો આધાર.
વૈશ્ય સર્વે આપણે, અંતર નહિ લગાર.
નીચ ઉંચ હતા નહિ. ને વૈશ્ય જાતના સૌ;
વેપારે નામ પડીઆ સમજાવી, હું કહું.

ઘાણી પીલે ઘાંચી થયા, ને વણકર ખત્રી નામ;
જે વેપાર જેણે કર્યો, તેના તેવા તેના નામ.

'ચોપાઇ'

નિચ થવાનું કારણ કહું, સમજી સર્વે જાજો સઉ.
તેલી દંબોળી ઘાંચી લુહાર, કંસારા, દરજી ગોલાસાર,
તેમાં કારીગર લોક અભણ, દુઃખી થાય પૈસે નીરધન,
આચાર વિચારમાં સમજે નહિ, ભુખ્યો પેટ ભરે જહીં તહીં
શુદ્ર જાતિની સંગતિ થાય, એ અજ્ઞાની પરમાંસ ખાય.
તે દૈત્યની સેવા કરે, માંસહારી તેસાથે ફરે.
હેઆ હેબીઓ હાગ્યો પાસ, ગમી ગઈ દારૂ તાડીની વાસ,
વૈશ્ય હતા તે શુદ્રજ થયા, વટલેલા જેમ ન્યાત બહાર રહ્યા
જાતે જાતની ન્યાતો થઇ, અભક્ષ્ય ભોજન વાપરે રહી,
વ્યસન પ્રાણીમાં થયા ગુલતાન, આચાર વિચારનું ભુલ્યા ભાન,
પાપ પુણ્યમાં સમજે નહિ, જીવ હિંસાથી ડરતા નહિ.
બીજા વૈશ્યના હતા શુદ્ધ, બ્રાહ્મણ વાણીઆની ઉંચી બુદ્ધ
વટલેલા વૈશ્ય જે પરમાંસ ખાય, નીચ કરી પાસે નહિ જાય.
જેમ ન્યાતના માણસ હોય, વટલ્યાને નહિ સંઘરે કોઈ.
ન્યાત બારીઆ ગમે ત્યાં જાય, લાગી ભુખે ગમે તે ખાય,
ન્યાત બહારીઆને ફીકર નહિ, લાગી ભુખે ખાય જહીં તહીં
વૈશ્ય ધર્મથી ભ્રષ્ટ થયા, નીચ નામ પડાવી રહ્યા,

સાધુ કહે સાંભળરે ભાઇ, અંસલ તમે કંઇ ખાતા નહી.
અભક્ષ્ય ભોજન ભક્ષણ કરે, જીવહિંસા કરતા નહિ ડરે
માની બોધ જે ચાલે સત્ય, તેને મુકિત મળશે ઝટ.
હવે સમજી સુધરશે જેહ, ઉંચ વર્ણ કહેવાશે તેહ.
ભણી ગણી થયા હોંશિયાર, વેપારી થઈ કરો વેપાર,
સુધરી વૈશ્ય થાઓ ઉંચ વર્ણ, સાચી વાત સંભળાવું કર્ણ
વહેમીને સમજાવો જઇ, માતા ભોગ માગે નહિ.
મત મૂકી સુધરશો તમો, પ્રેમે પાસ બેસાડશું હમો.
શુદ્ધ દીલે બોધ લાગે ઝટ, તે માણસ સુધરશે તરત,

'દોહરો'

સાંભળી નીચ વિસ્મય થયો, સાધુને લાગે પાય;
પ્રશ્ન જ પુછે પ્રેમથી, જીવ દયા શું કહેવાય.
સાધુ કહે અજ્ઞાનતું, સાંભળ રાખી કાન;
નિર્મળ મન તારૂં થશે, થશે આત્માનું કલ્યાણ,
સાલેક સૌના એક છે, કોઇનું દુખાય મંન.
માલિક જાણે સર્વ તે, જેમ પોતાનું હોય તન.
શરીર તહારૂં એક છે, તેમાં કેટલા ભાગ,
હાથ પગને આંખ છે, ઉંધમાંથી તું જાગ.
જ્યારે ત્યાં વાગે તને, શરીરને દુઃખ થાય,
તે પ્રમાણે જાણીને, મનમાં કરજે ન્યાય.
જે જે જીવને મારશો, ને તેના વેરી તે;

બીજે ભવ તે જનમી, વેર પોતાનું લે.
ત્રીજો ભવ દુઃખ વેઠવું, શું કરવાને કાજ,
અભક્ષ્ય ભોજન બંધ કરી, લો શીવ પુરીનું રાજ.
દયા દાનના પુણ્યથી, ભોગવો સુખ સંસાર.
વનરાજ સરદાર હતો, ગયો વન મોજાર;
હરણી દીઠી ફરતી, બચ્ચું સુંદર સાર.
બચ્ચું ઘણું રળિઆમણું, જોઈ મોહ્યો અપાર;
પકડવા ઇચ્છા કરી, ઘોડો મૂકયો ઝટ,
ઝડપ કરીને પકડયું, બચ્ચું લીધું તરત.
બચ્ચું લઇને ચાલ્યો, હરણી થઈ ઉદાસ,
મ્હોડું જોઇ દયામણું; વનરાજ આવ્યો પાસ;
બચ્ચા વિનાની માવડી, જોઇ દેખી નીરાશ,
વનરાજ સમજી ગયો, ને મુંકયું બચ્ચું પાસ;
આશીશ દેતી હરણી, ને મનમાં ઘણું હરખાય,
વનરાજ તો ઘેર ગયો, તે રાતે સ્વપ્નું આય;
દેવતા રાતે આવીયા, મુખે કરે સવાલ,
જા રાજા તું બનશે, તે છોડયું હરણી બાળ;
પછી તે રાજા થયો, પુરી ઇશ્વરે આશ,
સાચું જો માનો નહીં, તો વાંચી જુઓ ઇતિહાસ.
ધન છે ઉંચી વર્ણને, સુધારવાને કામ;
ચોપડીઓ ખરીદ કરી, મોકલે ઠામો ઠામ.

દાનમાં દાન અધિક છે, મોટું જીવતદાન;
શોધમાંથી શોધીને, અમીચંદ બતાવે જ્ઞાન,

કાવત્રીનું કાવતરૂં.

અમે ચાઇ માણી નામ હે ખરા એ રામ.

પદ ૨૫

છંદ

અરે ચાહ લાવી મન હરે, મુરખ નર બોલેલા બોલ ફરે
યુરોપ ખંડમાં ચાહ પાકતી વી, જુજ હતા ખેતરે,
હિંદુસ્તાનની ચાલી ખરીદી, ચડયો ભાવ ચાહ પરે,

મુરખ નર ॥ ૧ ॥

લાખો રૂપીયાની જમીન રાખી, ચાહના ખેતર કરે,
ખેતર ખેડવા માણસ લેવા, હિંદુસ્તાનમાં ફરે;

અરે ચાહ ॥ ૨ ॥

સાહેબ લોકો સમજાવીને, પગાર મોટો કરે,
ગરીબ બીચારા આશા બાંધા, જાય મુકીને ઘરે;

અરે ચાહ ॥ ૩ ॥

હજારો માણસ હિંદુસ્તાનના, લઇ જઇ એકઠા કરે;
સાહેબ બચ્ચા કદીના કચ્ચા, હીંદુને છેતરે,

અરે ચાહ ॥ ૪ ॥

ભૈખ લખાવી કબજે કરીને, ગુલામ કરી વાપરે,
કામ કરતાં વાર લાગે તો, ચાબખાના માર પડે,

અરે ચાહ ॥ ૫ ॥

માર માર્યાથી લોહી નીકળે, દુખ પડને રડે,
મનમાંથી નીસાસા મુકે, દુખે આંસુ ખરે,

અરે ચાહ ॥ ૬ ॥

હજારો માણુસ દુખ વેઠે છે, તેની વાર કોણુ કરે,
પરદેશીને શાની દયા, વેઠે દુખ શીર પરે,

અરે ચાહ ॥ ૭ ॥

મહાત્મા ગાંધીને ખબર પડી તે, ઉપર કોશીસ કરે,
હીંદુસ્તાનમાં ચાહ ન વાપરો, દુખીયાના દીન ફરે;

અરે ચાહ ॥ ૮ ॥

રાતને દીવસ કામ કરાવી, ચોકીદારો શીરપરે,
આ દુખમાંથી કોણુ છોડાવે, છોડાવે પરમેશ્વરે,

અરે ચાહ ॥ ૯ ॥

હીંદુ મુસલમાન ભાઈઓ સમજી, ચાહનું વસન નહી કરે,
ખરીદનારા ખરીદે નહીં તો ચાહ પકવી શું કરે,

અરે ચાહ ॥ ૧૦ ॥

પછી સાહેબ કોઇ ના રાખે, ચડાવે ઝટ બંદરે;
આપણાં ભાઇઓ સુખી થઈને, હીંદુસ્તાનમાં ફરે,

અરે ચાહ ॥ ૧૧ ॥

હજારો જીવની આશીશ મળશે, દુખીયાનું દુખ હરે,
ચાહ આવીને કરી મોંઘવારી, ચડયો ભાવ ખાંડ પરે,

અરે ચાહ ॥ ૧૨ ॥

હાલતો ચાહાને હોંસે પીસો, લોહી સોસે ભીતરે,
અમીચંદ કહે કરો વીહાય, સંપે કામ સુધરે,
અરે ચાહ ॥ ૧૪ ॥



## દરદીનું દુખ.

છંદ ૨૬

કવાલી ચાહ વીશે.

જુઓ સંસાર છે ખોટો, જેવો પાણીનો પરપોટો,
સર્વને જાવું છે મરી, કરો દયાદાન જશો તરી,
ધર્મ ઢાલ બાંધીલો સોટો, મુકો ચાહ આવશે ટોટો,
જુઓ સંસાર કડી ૧

સવારી ચાહ ઉપર કરી, મ.રો મન આવે નહીં ફરી,
હવે કહ્યું મારૂં માનો તો, મુકી હવે સામુ ન જોતો,
જુઓ સંસાર કડી ૨

આશામાં જાશો ન ડરી, અસલ પીતા પાપડીઉ મરી,
પહેલાં હું માનતો નહતો, નથી ઉપાય એ ખોટો,
જુઓ સંસાર કડી ૪

આવું ન જાણતું કોઇ, દેશી ભાઇઓને નીકળે લોહી,
દેશી ભાઈ દુખી થાય ખોટો, છોડાવો છે નફો મોટો,
જુઓ સંસાર કડી ૫

ગયા કરવાને મજુરી, પાપી વાપરે ગુલામ કરી,
કરી સંપ સમજીને રહોતો મજુર દુશમન રહે જોતે,
જુઓ સંસાર કડી ૬

ગરીબી બંધ કરે અહીંની, પાકે નહીં ચાહ ફરી તહીંની,
એવું જન ચાહને મુકોતો, પડે એક જગતમાં ફોટો,
જુઓ સંસાર કડી ૭
પછી નહીં સદ્ગુરનું કામે, છુટી જાય પોતાને ધામે,
આગ્ન આ ધર્મનો મોટો, અમીચંદ કહે જો માનોતો,
જુઓ સંસાર કડી ૮

## ચાહાની લાવણી.

છંદ ૨૭

અંબા મા તારૂં દર્શન દુર્લભ એ રાહ.
જુલવણીમાં ભુલી ગયા ચાહ દાણીને કરી રાખી પાસ,
આવી ઠગારી હીંદમાં પેઠી આપણા દેશીને કરી ઉદાસ
અજાણ્યામાં મહાલી લીધું ફરી વશ કર્યું હીંદુસ્તાન
શહેર ગામડા દેશ દેશાવર જ્યાં જોઈએ ત્યાં ચાહને માન,
હીંદુ મુસલમાન સઘળે ફેલાઇ બાળક બુઢા પીએ જુવાન
ગરીબ ગુરબા તવંગર પીએ ચાહ બાઈને સઘળે માન,
દુધ ખાંડને ગરમ મસાલો ઇંટર પીંટર રાખ્યા પાસ,
આવી ઠગારી ચોક ૧.
અરે રાંડનો જુઓની જુલમ જરા મનથી ન જાય આઘી,
ભાવતાં ભોજન કરી પીરસીએ તો એ પહેલાં લે ચાહ માગી
ચાહની હોટલ બારે બજારે જઇ પીએ જેને લહે લાગી,
જરા જરાં જેણે અવગુણ દીઠા તરત તેણે કહાડી ભાગી,

ચાહ ચાહ જેવી માસીપુતના કૃષ્ણુ ધવડાવે મારવા પાસ,
આવી ઠગારી ચા. ૨

ચાહ કરી ધવડાવે મારવા શ્રી કૃષ્ણુનાં લેવા પ્રાણ,
પ્રાણ લેતાં પ્રાણુ ગયાં પોતાનાં માસી પુતનાએ ખોયો જાન.
હવે સમજી સઉ હોશીઆર થઇ જાવ, એ રંડાના પકડો કાન,
બાંધી જકડી હીંદથી કહોડો, ત્યારે રંડાના ઉતરે માન,
અરે ભાઈ એ નથી જવાની ખુણે ખુણે કોઇ રાખે પાસ,
આવો ઠગાર ચા. ૩

હંટર પીંટર છુટા પડે ત્યારે સસ્તા થાશે દુધ ઘી ખાંડ,
અરે રંડાને ચાહ ચાહ કરો વળી ચંપારણનું સાંભળ્યું કાન.
હીંદુસ્તાનની ખરીદી જોઇને; ચાહના ખેતરના કર્યાં શાન,
કામ કરવા મજુર જોઇએ, સાહેબ આવ્યાં હીંદુસ્તાન,
પગાર કરોને મોટા મોટા તેડી જઇને રાખે પાસ,
આવી ઠગારી ચા. ૪

કામ કરાવવા આપણા દેશીને લેખ લખાવી રાખે વસ,
જર્મીન ખોદાવે, ચા પકવાવે,
-કામ કરાવે રાત દીવસ, માગી આપે માપીને લે નહિં
થાયતો મારે મસ,
નાગા કરીને ચાબખા મારે, રૂદન કરે પડયા પરવશ,
અમીચંદ કહે ચાહ બંધ થાય તો દુઃખી સુખી થઇ
આવે પાસ,
આવી ઠગારી હીંદમાં પેઠી આપણા દેશીને કરી ઉદાસ ૫.



## સમજુના કામની ગઝલ.

છંદ ૨૮

નાગણ કે અરચે નાગ એ રાહ.

વાંચો વાંચો વાંચો વાંચી કરશો ના ક્રોધ,
જગત જીવો દેશી બંધુ જાણી આપું બોધ,
અસલ અભણ રૂઢી માર્ગ ઘરડનો જે હોય,
બાપ દાદાનો ધંધો કરે બીજાને ન જોય
તે જમાના ગયા હવે અભણ હોય કોઇ,
ધર્મ શાસ્ત્ર જાણે થયા પાપ થકી રોયે.
અભક્ષ ભોજન કરી ખોટો બાંધે જે વિરોધ,
જગત જીવો દેશી બંધુ, ચોક. ૧
અજાણ્યાના દોષ નહીં અજાણ્યે ભુલે સઉ,
સોભદ્રાને અભિમન્યુ લેવા જતાં વહુ.
અજાણ્યામાં હેડંબાનું વન ખાધ્યું સઉ,
ઘટોત્કસને અભિમાને યુધ્ધ કર્યું બહુ,
અજાણ્યે માર્યો અભિમાન કરી મનમાં ક્રોધ,
જગત જીવો દેશી બંધુ ચોક ૨.
સોભદ્રાનું રૂદન જોઇ દયા લાવી મન,
હેડંબાએ જીવતો કર્યો જાણી અરજુન તન,
આપણે હીંદુ ધર્મ જાણી વિચારોને મન,
જગત જીવો દેશી ભાઇનું કેમ થાય ભોજન,

પોતાનુ બાળ માંદુ થાય તો ડાકટર શોધાશોધ,
જગતજીવો દેશી બંધુ ચોક ૩

પારકું એ પોતાનુ જેને નથી પડયું ભાન,
અભણ માણસ મજુર લોકો શાસ્ત્રના અજાણ.
જગતજીવો એક દેશી સર્વ જીવ સમાન,
જીવો જીવનુ પાલણ કરે રાજી રહે ભગવાન.
પંચ ઇન્દ્રી જ્ઞાની જીવો પાળો ધર્મ બોધ,
જગતજીવો દેશી બંધુ ચોક ૪

હલકી વર્ણ દેશી બંધુ જાણી કહું સુખ,
બાંધ્યું વ્યસન છોડતાં તમને પહેલું પડશે દુઃખ.
દુઃખ પડશે તો સહેજે થસે છોકરાને સુખ,
પાપ થકી મુકત થશો ધન જનુની કુંખ;
પશુ પક્ષી ભક્ષ કરે જીવ જીવને ખાએ,
માણુસને અધીકાર નહી ખાએ તે નરકે જાએ,
માંસહરી દુખીયા થશે શાસ્ત્ર જુઓ શોધ,
અમીચંદ કહે ન માનોતો કરી રાખો નોંધ.
વાંચો વાંચો વાંચો વાંચી કરશો ના કરોધ ચોક ૫



માતાનો ગરબો (૭) પદ ૨૯

**આવોની નંદલાલ રમવા આવોની એ** રાહ.

કરવા સેવક ને સહાય અંબા આવોનીરે,

લાગુ તમારે પાય અંબા આવોનીરે, (૧)

બાળપણું બાળ બુદ્ધિએ કહાડી,

માત પીતા સુખ આપતા લ્હાડી;

ખીલી જોબન ફુલવાડી અંબા આવોનીરે. (૨)

જુવાની ખીલી ભર જોબન મારૂં,

સંસાર સુખ લાગે મને પ્યારૂં.

નામ ન લીધું તમારૂં અંબા આવોનીરે (૩)

મારૂં તારૂં કરી દીનરે કાપી, કંઈરે ભવનો આ જીવ પાપી,

બચાવો અબુદ્ધી આપી. અંબા આવોનીરે. (૪)

ધન દોલીને છોકરાં મારાં, સંસાર સુખમાં લાગે છે પ્યારા.

અંત સમે નહી મારાં, અંબા આવોનીરે.

સુખ માનું તેતો દુઃખનો દરીઓ, કાચી માટીનો કુંભ ભરીઓ.

સમજ્યો તે પાર ઉતરીઓ. અંબા આવોનીરે. (૬)

સત ગુરૂ શબ્દે જ્ઞાનરે આપી, આદ્યશકતી અંતરમાંરે થાપી.

ઘટ ઘટ વ્યાપી. અંબા આવોનીરે.

આદ્ય ઇશ્વરી દિન દયાળી, દુખીઆશના દુઃખરે ટાળી,
પાર ઉતારો હાથ ઝાલી, અંબા આવોનીરે.
તુંજ વીના નથી કોઈનીરે આશ, અરજ કરી ઉભો તમારી પાસ
અમીચંદ કહે તારો દાસ. અંબા આવોનીરે.

ગરબો (૨) પા ૩૦

## સખી પડવે તે પથ પધાર્યા રે એ રાગ.

સખી આજ આનંદ મારે અંગરે, મારે જાવું સઈયરોની સંગરે
સાત વાર ગાવાનો ઉમંગે. લાગી ધુંન માજી નામની અમનેરે ૧
રવીવારની શોભા ભારીરે, માનો મંડપ છે મીનાકારીરે.
લાલ સાડીની બલીહારી, લાગી ધુન માજી નામની અમનેરે ૨
સોમવારે ચંદ્ર મુખ ઝળકેરે, શ્વેત સાળુને મોતી ચળકેરે.
આવે દરશન કરવાને ખળકે લાગી ધુન માજી નામની અમનેરે ૩
મંગળવાર મા મંગળકારીરે, માની લીખલીખ જાવું બલીહારીરે
ભકત કરે ભકતી તમારી લાગી ધુન માજી નામની અમનેરે ૪
બુધવારે બુદ્ધિ આપો અમનેરે હાથ જોડી માગી કહું તમનેરે
મટે લક્ષ ચોર્યાશી ભમને, લાગી ધુન માજી નામની અમનેરે ૫
ગુરૂવારે ગુરૂ ગમ આપીરે, લાખો પાપ જનમના કાપીરે.
તમે ઘટઘટમાં રહ્યા વ્યાપી, લાગી ધુન માજી નામની અમનેરે ૬
શુક્રવારે સજી શણગારેરે, હીરા રત્ન કરે ચમકારેરે,
માના દરશન કરૂં વારેવારે. લાગી ધુન માજી નામની અમનેરે ૭
શનીવારે ઉભા સનમુખરે, આપે સુખને કાપે દુઃખરે
માના દરશનથી થાય સુખે, લાગી ધુન માજી નામની અમનેરે ૮
રાહુ કેતુ નવે ગ્રહે કહીએરે, લાગી પાય માજી નામ લઈએરે,
અમીચંદ કહે શરણે જઈએ લાગી ધુન માજી નામની અમનેરે

## વૈરાગનો ગરબો (૩) પદ ૩૧

અલબેલી અંબેમાત જોવાને જઈએરે એ રાગ.

આ સંસાર મોહની જાળ, માનો છો મારી
થાશે જીવ દયાથી સુખ, કાયા નહી તારી.
ઝાંઝવાના પાણી જોઇને, જે જન પીવા જાયરે
નીરાશ થઇને નાંખે નીશાસાં, ખાલી ખોટી થાય; માનો છો મારી
સુખ સ્વપનામાં સંપત્તિ ભોગવે. નજરે નકકી દેખાયરે
જગત સ્વપનું ગોટુ માનો, જાગી જોને જણાય માનો છો મારી

સુત્ર પરીવાર સ્ત્રીને જોબન, આખર અળગા થાયરે,
લોક લજ્જાથી રૂદન કરીને, ધન દોલતને ચહાય માનો છો મારી
આવ્યા કયાંથી ને કયાં જવાનું, રહેવું જઇ કોણ ઠામરે.
સ્વગુરૂનું શોધન કરીને પૂછવું કરી પ્રણામ. માનો છો મારી.
આરે કાયા મારી ક્ષણ ભંગુર છે બતાવો મોક્ષ ધામરે,
તનમાં તપાસતાં માલમ પડશે. અમીચંદ રહે નીજ ધામ
માનો છો મારી; થાશે જીવ દયાથી સુખ; કાયા નહી તારી.

---

## સુપાત્ર સ્ત્રીના ચેન બેની આટલું વાંચજો. પદ ૩૨

( અંબામા તારૂં દરશન દુર્લભ એ છંદની રાહ )

મુંગા પ્રાણીપર દયા કરી અભક્ષ ભોજન છોડોને વ્યસન,
ભલે બત્રીશી રશોઇ બનાવો સુખે જમો સ્ત્રી ફરજન.
મોલા ઘાંચી ખત્રી વેપારી કરતા થયા વેપાર મોટા,
નથી સુધરા ઘરના બૈરા નહિતો મારે જ્ઞાનના સોટા.
સુધરેલ બૈરા કરે સુધાસ પરમાંસ સામું નહિ જોતાં,
વ્યસની પુરૂષના વ્યસન છોડાવે મુકાવતા રસ્તા ખોટા.

વ્યસની પુરૂષની બાયડી દુખી સદા રડતી હોય નીરધંન,
ભલે બત્રીશ રસોઈ ચોક ૧ લો
સતી પુરૂષ ધરનાર શતવંતી દયા ધરમ પર રાખે પ્રેમ,
નેમ નીતીમાં કુશળ રહીને દેવ મંદીર જાય રાખી નેમ.
પરમાટી મધુપાનને છોડી પશુ જીવપર રાખે રેમ,
થયા પાપની માફી માગે સતગુરૂ બોધ બતાવે તેમ.
એક એકની સંગતી થવાથી શુધરી નીરમળ થાશે મન,
ભલે બત્રીશી રસોઈ ચો. ૨
સમજી ગુરૂનું જ્ઞાન મેળવી ખોટા માર્ગને મૂકો ઝટ;
સત્ય સમાગમ સદાયે કરવું નીરમળ બુદ્ધિ થાએ તરત;
અભક્ષ ભોજન કરે મધુપાન બુદ્ધિ ભ્રષ્ટ થાએ તેજ વખત;
જે જે જીવોના માંસ આરોગ્યા ભવોભવ દુઃખ દેછે તરત
થોડું જીવવુંને ઝગડા ભારે નહિ કોઈનું દુઃખવવું મન
ભલે બત્રીશી રસોઇ ચોક. ૩
સર્વે જીવ આશાના બાંધ્યા આશા ભંગ ન કરશો કોય;
જોર હોયતો જબરાથી લડજો નબળા બચારા બેઠા રોય;
રોતા જીવનો માસ ન ખતા વિચાર હોયતો વાઘને જોય;
એતો મદ મારવાને કહું છઉં મારો વિચાર મારવાનો નહોય
અમીચંદ કહે સર્વે ભાઇઓ કોઇનું ન દુઃખાવવું મન;
ભલે બત્રીશી રસોઇ ચોક ૪

---

## કોઈનું મન દુખાય નહિ તે વિષેનું ભજન.

ભેડો બાઇ બુડતો તારોરે અંબામા પાર ઉતારોરે એ રાગ
કાણાને શીદ કહેવું કાણું, મુરખને લડવાનું બાનું.
કાણો જઇ મુરખાને બાઝયો, મનડું રીસે ભરાણું.
ક્રોધ કરી નાક કરડી ખાધું, મુખડું કરી કટાણું. કાણાને

કાણા નકટાની જોડી થઇ, હવે બેસીને ખાઇએ ખાણું
મુરખો કહે ભાઇ પોહચ્યું ખાવાનું, કાણાને નહિ કહુ કાણું.
મુરખને લડવાનું બાનું.

ભલી બિચારી કથીઆરણુ, તેને બામણીથી મન માનું,
નખપતી ચીજ લાવીને આપી, એતો રાખી રહી છાનુ. કાણાને
એક દહાડો બેને લડાઇ થઇ, ત્યારે બામણી મન મુઝાણું
કથીયારણુ કહે જુએ લઠીશું મુખડું કેમ કરમાણુ. કાણાને
જ્ઞાની પુરૂષ તો નજરે દેખેછે, અંધાને અજાણ્યું
કર્યા કરમ તે સૌને ભોગવવા, કિસ્મતનું ખુલે પાનું. કાણાને
હરી ભકતને સરવે સરખા, નથી મોટું ને નાનું.
વાણીમાં વિવેક રહયો છે, કુથલી કરે પાપ જાણુ. કાણાને
કાણા નકતા જોડે સંબંધ નથી, હું તો ગુરૂનું જ્ઞાન વખાણું
અમીચંદ કહે ગર્વ નો કરશો, પુઠનું નથી ઠેકાણું કાણાને

---

## સત્ર જીવ સમાન જાણવા. પદ ૩૩

અંબા મા તારા દરશન દુર્લભનો રાગ.

આણી માત્ર માશ દેશી બંધુ, ગયો વખત નહી આવે ફરી,
જાવું દુર રહયો દીવસ થોડો કરો ભકતી સૌ ધ્યાન ધરી.
અનંત ભવનો આ જીવ દુખી; તરવાનું છે આ બારૂં,
મનુષ્ય અવતાર બારણું મોક્ષનું સ્વદેશ લાગે સૌને પ્યારૂં.
ઇચ્છા કરે પણ નીષ્ફળ જાય જીવ સદગુરૂ મળે કામ થાય તારૂં.
પ્રથમ શારદા માત સમરી ગુરૂ મળે જાય હું મારૂ
ગુરૂ જ્ઞાન આપે તે લેવુ સંસાર સમુદ્ર જાવું તરી.
જાવું દુર રહયો દીવસ થોડો, એક (૧)

શુરૂ ગમ વાણી કોઇ લે વીરલા ખરા ભકત જે હોય શુરા
ગુરૂ શરણુ જઇ શીશ નમાવે તારે પાર ગુણના પુરા
ગુરૂ કહે ભાઇ તરવું હાથે કરમ ખપાવી કરો ચકચુરા
મન મારી મમતાને ત્યાગો અખંડ જ્યોત વરસે નુરાં
ભકતી કરી તરી જવું જગતને સદગુરૂ શબ્દને અનુસરી
જાવું દુર રહ્યો દીવસ થોડો ચોક ૨
ઉઠયા વહેલાં ને ભુલા પડયા ભાઈ થયું અસુર અંધારૂ ઘોર
[illegible]આરતામાં આવી પહોચ્યા કાળ કઠણ લુટારા ચોર
બાંધી મારશે લઇને જાશે રોશે સગાં કરી શોરબકોર
જીવ જાશે જમપુરી એકલો માથા ઉપર જમનું જોર
ભકિત આગળ ન ચાલે જમનું સંસાર સમુદ્ર જાવુ તરી,
જાવું દુર રહયો દીવસ થોડો, ચોક (૩)
જાગી જોતાં જુઠું લાગે આ સંસાર છે સ્વપના તુલ,
માયા માર ખવડાવે જગતમાં કામ ક્રોધ છે પાપનું મુળ
દેવ માયા ભગતી કહીએ અસત્ય નહી ચાલે બીલકુલ
ભકિત કરો સૌ આકીન રાખી મળે મોક્ષ જાયે ભાગ્યે ખુલ
અમીચંદ કહે પાર ઉતારો જનમ મરણથી ગયો હરી
જાવું દુર રહયો દીવસ થોડો કરો ભગતી સૌ ધ્યાન ધરી.

---

[illegible] પદ ૨૪

અંબા મા તારા દર્શન દુર્લભ એ રાહુ.
જાણી પાણી જોયા સૌના પાણી, આહના પાણીનાં
થયા ગુલતાન

---

ધીમે ધીમે ધમ ધમાટે ઘુસી, ચાહ રાણી ફરી હિંદુસ્તાન;
કારણમારીનું જબરૂં કામણ, દુધ ખાંડને રાખ્યા સંગ;
દેખા દેખીએ ઘરમાં ઘાલી, ચાહ પીવાનો લાગ્યો રંગ;
મોટે મોટે ઘેર પહેલા ફેલાઈ, પછી વ્યાપી ગઇ અંગોઅંગ;
ખાણી પીણી ખસી ગઇને, ચાહ પાણીનો ચાલ્યો બંગ;
બાઈબંધ દોસ્તાર મીજમાન આવે પહેલાં જે ચાહ બાઈને માન
ધીમે ધીમે ધમધમાટ ઘુસી; ટેક. ૧
ચાહ બતાવે વેશ્યા પુરૂષને ધન દોલત ખાઈ કરે બેમાન;
ચાહ બતાવી દ્યૂત રમાડ્યા વનવાસ કઢયાં પાડું બાળ;
ઉંદર હંસની દોસ્તી કરી પાંખ કાપી ચાહીને આણ્યો કાળ;
દુઃખ દેનારીચાહને સમજી ઘણા માણસો છોડે છે હાલ;
શરીરનું લોહી શોષી નાંખે સમજુ પુરૂષને પડશે ભાન;
ધીમે ધીમે ધમ ધમાટ ઘુસી; ટેક ૨
અંપારણ્યમાં ખેતર ચાના સાહેબ લોક છે વેપારી;
હિંદુસ્તાનથી માણસ બોલાવ્યા પગાર કરી ભારો ભારી;
મુદત બાંધી લેખ લખાવી નોકરી કરાવે મનધારી;
જરા કામ જો બાકી રહેતો છોઠા કાઢે મારી મારે;
છુટી છટકા થાશું ચાહ પણ લખાણમાં કર્યા બંધાન;
ધીમે ધીમે ધમધમાટ ઘુસી; ટેક. ૩
હિંદુસ્તાનના મજુર દુઃખી દેશીભાઈની જાણો દાઝ;
ચાહ પીવાની બંધ કરોતો નથી મજુરનું કામને કાજ;
મજુર દુઃખી થઇ [illegible] આપ ચાહ રાંડ કરી દોને નાશ;
સ્વાર્થને પરમાર્થ [illegible] સમજી કાઢો આજને આજ;
અમીચંદ કહે વ્યસન નહિ કરતા વ્યસનથી [illegible] થાય હેરાન;
ધીમે ધીમે ધમધમાટ ઘુસી ટેક ૪

ooooo

## આ ગ્રંથકર્તાનાં બીજાં પુસ્તકો.

### અંબાજીના છંદ—ભા. ૧ થી ૬

આ પુસ્તકમાં જુદા જુદા રાગના છંદો નિર્ગુણ, સગુણ, આત્મજ્ઞાન, વેદાંત, સાથેના સમાવ વામાં આવ્યા છે. ટુંક વખતમાં તેની પાંચ આવૃત્તિ ખપી ગઈ છે. આ છઠ્ઠી આવૃત્તિ છે. અને તેમાં ખાસ વધારા તરીકે છઠ્ઠો ભાગ મૂકયો છે. અંબા માતાની તથા ગ્રંથકર્તાની સુંદર છબી સાથે તૈયાર થાય છે.

———

ચંડીપાઠ સંસ્કૃત ઉપરથી ગુજરાતીમાં તરજુમો

કીંમત છ આના. ટપાલખર્ચ જુદો.

મળવાનું ઠેકાણું.

**અમીચંદ મોતીચંદ ઝવેરી.**

આમલીરાન વાડી સુરત.

અંબાજી માતાના દેવળમાં ટકોરખાના નીચે

શ્રી વેચનારની દુકાને.

આ. ચુનીલાલ અમીચંદના શ્રી સુરત જૈન એન્જીન પ્રીન્ટીંગ પ્રેસમાં
પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું. ઠે. ખપાટીયા ચકલા સુરત.